# નિવેદન.

આ ગ્રંથમાળાનો હેતુ, ગુજરાતી ભાષા બોલનારી સામાન્ય જનતાને સસ્તા ભાવે ઉચ્ચા પ્રકારનું સંસ્કારી અને રસીક રાષ્ટ્રિય વાંચન પુરૂ પાડી, તે દ્વારા પ્રજામાં દેશભક્તિની ઉજ્વલ ભાવના જાગૃત કરી, પ્રજાને કર્તવ્ય પંથે દોરી જવામાં માર્ગદર્શક થવાનો છે. આ હેતુને અનુસરીને આ ગ્રંથમાળાના પ્રથમ વર્ષમાં તો ગુર્જર સાહિત્ય વાટિકામાંથી સુંદર અને મધુર રાષ્ટ્રિય પુષ્પો ચુંટી કહાડી, તેને વિવિધ પુસ્તકોમાં ગુંથી પ્રજા સમક્ષ સાદર કરવાનો નિશ્ચય કરેલો છે. અને તે મુજબ આ માળાનું પ્રથમ પુસ્તક ‘ રાષ્ટ્રીય રત્ન કણિકા ’ બ્હાર પાડેલું અને એવાજ પ્રકારનું આ બીજુ પુસ્તક ‘ રાષ્ટ્રિય સાહિત્ય વિનોદ ’ બ્હાર પડે છે. ગુજરાતી શિષ્ટ સાહિત્યમાંથી કરેલી ચુંટણીના કેટલાક સંગ્રહો અત્યાર સુધીમાં બહાર પડેલા છે, પરંતુ કેવળ રાષ્ટ્રિય દૃષ્ટિએ યોજેલા સંગ્રહોની આપણી ભાષામાં ઉણપ પુરી કરવી અને પ્રજાની રસવૃત્તિને કેળવી દેશસેવાના ઉન્નત માર્ગે વાળવી, એવી અમારી અભિલાષા છે.

આજ કાલ રેલ્વેમાં મુસાફરી કરતાં પ્રવાસનો કંટાળાભરેલો સમય આનંદમાં વ્યતિત કરવા વર્તમાનપત્રો અને ન્હાની ન્હાની ચોપડીઓ વાંચવાનો શોખ પ્રજામાં વધી પડ્યો છે. અને તેથી કરી રેલ્વેમાં ફેરીઆઓ મુસાફરોને આવું સાહિત્ય વેચે છે. આમાં થોડુંક સારૂં અને ઘણું કચરા જેવું સાહિત્ય હોય છે. પ્રજાને ( light ) હળવું સાહિત્ય પુરૂ પાડવાને બદલે અધમ વિલાસીવૃત્તિને પોષનારૂં ( low ) હલકું સાહિત્ય પુરૂ પાડવામાં આવે છે.

અને તેથી સામાન્ય જનતાની મનોદશા ઉંચ થવાને બદલે નીચે પડી વિકૃત થાય છે. આથી કરી રેલ્વેમાં પ્રવાસ કરતા મુસાફરોને પોતાના સમયનો સદુપયોગ કરવામાં આ ગ્રંથમાળાનાં પુસ્તકો ઉપયોગી થઇ પડે એટલા માટે અને સામાન્ય મનુષ્યો પણ તેને હોંશથી ખરીદી શકે એટલા માટે આ માળાનાં છુટક પુસ્તકોની કીંમત હવેથી ચાર આના રાખવામાં આવી છે. ચાર આના જેવી કીંમતમાં સવાસો પાનાનું સુંદર અને સંસ્કારી રાષ્ટ્રિય વાંચનથી ભરપુર દળદાર પુસ્તક મળી શકે એટલે ગુજરાતની પ્રજા તેનો પુરો લાભ ઉઠાવશે એવી ઉમેદ છે. પ્રજાને ઓછામાં ઓછી કીંમતે સારામાં સારૂં રાષ્ટ્રિય સાહિત્ય પુરૂં પાડવું એ અમારો મુદ્રાલેખ છે.

આ ગ્રંથમાળાના વાર્ષિક ગ્રાહકો માટે ગ્રંથમાળા સાથે 'અકસ્માત' ફંડની યોજના જોડવામાં આવી છે. તે હજી ગુજરાતની જનતાના લક્ષ ઉપર પુરેપુરી આવી નથી. જ્યારે પ્રજાવર્ગ આ યોજના બરાબર સમજશે ત્યારે આ ગ્રંથમાળાના ગ્રાહક થવા પડાપડી કરી મુકશે તેની અમને ખાત્રી છે. કેમકે આવી યોજના યુરોપ અમેરીકા જેવા દેશોમાં ફલપ્રદ નીવડી છે, અને ગુજરાતમાં તે ફલવતિ થવાનો દરેક સંભવ છે. ગુજરાત વાણિજ્ય પ્રધાન પ્રદેશ છે એટલે તે દરેક વાતમાં લાભાલાભનો વિચાર કરી પગલું ભરે છે. આથી કરી સ્વાર્થ અને પરમાર્થ સાધનારી, એક કાંકરે બે પક્ષી મારવા જેવી આ ગ્રંથમાળાની ' અકસ્માત ' ફંડની યોજના ગુજરાતની પ્રજાને સહેલાઇથી ગળે ઉતરે એવી છે. પોસ્ટેજ સાથે વાર્ષિક ચાર રૂપીઆના લવાજમમાં એક વર્ષમાં બાર પુસ્તકો દ્વારા પંદરસો પાનાનું રાષ્ટ્રિય વાંચન મળે ને વળી સાથે સાથે ' અકસ્માત ' ફંડનો એક હજાર રૂપીઆ સુધીનો લાભ મળે એ કંઇ ઓછું

નથી. આ પુસ્તકના અંત ભાગમાં આવેલી ' અકસ્માત ' ફંડની યોજના તરફ અમો વાંચક વર્ગનું માનપુર્વક ધ્યાન ખેંચી, તે યોજના પુરેપુરી સમજી લેવાની અમે પ્રાર્થના કરીએ છીએ. જેઓને ' અકસ્માત ' ફંડની યોજના બરાબર ના સમજાય તેમને અમારી સાથે પત્રવ્યવહાર કરવા વિનંતી છે.

લાયબ્રેરીઓ માટે ' અકસ્માત ' ફંડની યોજના એક આશીર્વાદ સમાન છે. તેથી કરી લાયબ્રેરીઓને અકસ્માતથી થતી આગની નુકશાની સામે વીમા જેવું રક્ષણ મળે છે. જે લાયબ્રેરીઓને પોતાનું સ્વતંત્ર મકાન છે અગર જે લાયબ્રેરિઓની અંદર અમુલ્ય પુસ્તકોનો સંગ્રહ છે તેમણે તો લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોંઢુ ધોવા ના જતાં આ યોજનાને વધાવી લેવા જેવી છે. આશા છે કે ગુજરાતની પ્રત્યેક લાયબ્રેરીના સંચાલકો આ યોજનાનો પુરેપુરો વિચાર કરી પોતાની લાયબ્રેરીને ગ્રંથમાળાના ગ્રાહક તરિકે નંધાવશે. વળી રૂ. ૫૧) આપવાથી લાયબ્રેરીઓ ' આજીવન ' ગ્રાહક પણ થઈ શકે છે.

આવતા માસમાં આ માળા તરફથી ' રાષ્ટ્રિય રસઝરણું ' નામનું પુસ્તક બહાર પડશે, જેની અંદર અત્યાર સુધીમાં ગુજરાતી ભાષામાં લખાયલી સુંદર રાષ્ટ્રિય કવિતાઓનો સંગ્રહ આપવામાં આવશે.

અંતમાં ' રાષ્ટ્રિય સાહિત્ય વિનોદ ' માં જે જે પુસ્તકો, અને લેખકોના લેખની પસંદગી કરવામાં આવી છે તે સર્વનો આ સ્થળે ઉપકાર માનીએ છીએ અને પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ કે તેઓ સર્વ આવાજ શ્રેષ્ટ રાષ્ટ્રિયલેખો લખવાને દીર્ઘાયુષી થાય.

'જન્મભૂમિ' ગ્રંથમાળા—નડિઆદ
જેઠ વદી ૧૧ સં. ૧૯૯૦.

ચન્દુલાલ નન્દલાલ દેસાઈ
પ્રકાશક.

# ગ્રાહકોને વિનંતી.

સ્થાનિક ગ્રાહકોએ લવાજમના રૂા ૩) અમારા માણસ ઉઘરાણીએ આવે તેને પાવતી લઇને અગર નડીઆદ ખારીપોળ ઘર નં ૧૨૦૩ કે જ્યાં આ ગ્રંથમાળાનું કાર્યાલય છે ત્યાં ભરી દેવાં.

બહાર ગામનાં ગ્રાહકોએ ટપાલસાથે રૂા. ૪) મનીઓર્ડરથી મોકલી આપવા. જે ગ્રાહકો નડીઆદના વતની હોય તેમણે નડીઆદમાં પોતાને ઘેર કે દુકાને લખી લવાજમનાં નાણાં ભરાવી દેવાં. ચાલુ માસમાં જેમનું લવાજમ બાકી રહેશે તેમના ઉપર આવતુ પુસ્તક 'રાષ્ટ્રિય રસઝરણાં' વી. પી. થી મોકલવામાં આવશે.

જેમની ઇચ્છા ગ્રાહક તરિકે રહેવાની ના હોય તેમણે લીધેલાં પુસ્તકો પછાં મોકલી આપવાં અગર દરેક પુસ્તકની ચાર આના પ્રમાણે કીંમત મોકલી આપવી.

લવાજમનાં નાણા ભર્યા વગર 'અકસ્માત' ફંડ ઉપર ગ્રાહકનો હક ચાલુ થશે નહિ.

લવાજમ ભરી તેના બીજા મહિનાના પુસ્તકમાં ગ્રાહકે લવાજમનો આવેલો સ્વીકાર જોઈ લેવો.

પ્રકાશક—'જન્મભૂમિ' ગ્રન્થમાળા

# સાભાર સ્વીકાર.

'દંપતી મોક્ષ મંદિર'—અમદાવાદથી પ્રગટ થતા 'કર્મવીર' માસીકના બીજા વર્ષની ભેટ તરીકે આ પુસ્તક પ્રગટ થયું છે. મુંબઇ સરકારના કેળવણી ખાતા તરફથી તેમજ વડોદરા રાજ્યના કેળવણી ખાતા તરફથી ઈનામ ને લાયબ્રેરિઓ માટે આ પુસ્તક મંજુર થયું છે તેમાં દામપત્ય આર્ય ભાવના ઉપર ઉત્તમ નીબંધો લખાએલા છે. પ્રત્યેક ગૃહમાં દામપત્ય ભાવનો પ્રચાર કરનાર આ પુસ્તકની એકેકી નકલ રાખવા જેવી છે. કીં. ૧–૦–૦

'જ્ઞાનપ્રચાર'—મુંબઇ, 'વૈદકલ્પતરૂ' અમદાવાદ, 'ભટ્ટભાસ્કર' વડોદરા એ માસીકો અને 'ગડગડાટ' સુરત, 'બર્માવર્તમાન' રંગુન, 'રંગુનસમાચાર' રંગુન, 'બાગુાવળી' નડિયાદ, એ સાપ્તાહિક પત્રો આ ગ્રન્થમાળાના બદલા તરીકે મળ્યાં છે જેનો ઉપકાર સહિત સ્વીકાર કરવામાં આવે છે. બીજાં જે જે વર્તમાન પત્રો અને માસિકો ઉપર આ માળાનાં પુસ્તકો બદલા તરીકે મોકલવામાં આવ્યાં છે તે સર્વેને પોતાનાં પત્રો બદલામાં મોકલી આપવાની પ્રાર્થના છે.

'ગડગડાટ' 'રંગુન સમાચાર' 'નવયુગ' 'યુગધર્મ' 'તોપ' વિગેરે પત્રોએ આ માળાના પ્રથમ પુસ્તક 'રાષ્ટ્રિયરત્ન કણિકા'ની જે નોંધ લેવા કૃપા કરી છે તે બદલ તે સર્વના આભારી છીએ અને બીજા જે જે પત્રકારોએ હજુ સુધી ગ્રન્થમાળાની નોંધ નથી લીધી તે સર્વને આ બીજા પુસ્તક 'રાષ્ટ્રિય સાહિત્યવિનોદ'ની નોંધ લેવા વિનંતી છે.

## 'જન્મભૂમિ' ગ્રંથમાળાને આશ્રય આપનાર

### ગ્રાહકોની નામાવલિ.

(૧) શ્રીયુત્ મણિલાલ ભગવાનદાસ નડિઆદ, (૨) નાથાલાલ ભાઇદાસ ખંભાતવાળા મુંબાઈ, (૩) રામભાઇ મોતીભાઇ પટેલ મુંબાઈ, (૪) શંકરલાલ રણછોડભાઇ પંડયા મુંબાઇ, (૫) ન્હાનલાલ કાળીદાસ શેરદલાલ અમદાવાદ, (૬) શ્રી લક્ષ્મીવિજય હોમ લાયબ્રેરી કાસર. (૭) શાન્તીલાલ લાલજીભાઈ ઈન્જીનીયર મુંબાઈ.

# અર્પણ પત્રિકા

રાષ્ટ્રીય દાનવીર

ડૉ. પ્રાણજીવનદાસ જગજીવનદાસ મહેતા

રંગુન.

**શ્રીમાન્ મહાનુભાવ,**

જે પરમાત્માની કૃપાથી આપના વિશુદ્ધ અને ઉચ્ચ જીવનમાં શ્રી અને સરસ્વતીનો અપૂર્વ અને સુંદર યોગ થયો છે, તેજ પરમાત્માની પ્રેરણાથી, આપની રાષ્ટ્રિય દાનવીરતા ઉપર મુગ્ધ થઇ, આપની પરવાનગી વગરજ, ગુર્જર સાહિત્યવાટિકામાંથી ચુંટી કહાડેલાં મધુર રાષ્ટ્રિય પુષ્પોથી ગુંથેલા આ નાનકડા પુસ્તક રૂપી માળા, આપના પવીત્ર કંઠમાં અર્પણ કરૂછું. ત્હેને સદાને માટે આપના ઉદાર અને વિશાળ વક્ષઃસ્થળ ઉપર ધારણ કરજો, અને તેની મધુર દિવ્ય રાષ્ટ્રિય પરિમળ આપની આસપાસના વાતાવરણમાં મ્હેકાવજો.

| | |
|---|---|
| 'જન્મભૂમિ' ગ્રન્થમાળા<br>જેઠ વદી ૧૧ સં. ૧૯૮૦ | સેવક,<br>ચન્દુલાલ નન્દલાલ દેસાઇ,<br>પ્રકાશક. |

# અનુક્રમણિકા

# 'જન્મભૂમિ' ગ્રન્થમાળાને

## મદદ કરવાની યોજના:—

**સંસેવક**—આ માળાના ૨૫ ગ્રાહકો કરી આપશે તેમને રૂપાના અને પચાસ ગ્રાહકો કરી આપશે તેમને સોનાના ચાંદ આપવામાં આવશે. ગ્રાહકો કરવા માટે જાહેર ખબર વિગેરે જોઈતું સાહિત્ય પુરૂ પાડવામાં આવશે.

**આજીવનના ગ્રાહક**—એકી વખતે રૂ. ૫૧) આપશે તે આ માળાના આજીવનના ગ્રાહક થઈ શકશે. લાયબ્રેરીઓ પણ આજીવન ગ્રાહક થઈ શકે છે. 'અકસ્માત'ફંડનો લાભ મળશે.

**શુભેચ્છક**—એકી વખતે રૂ. ૨૦૧) આપશે તે આ માળાના શુભેચ્છક કહેવાશે. શુભેચ્છકોની નામાવલી માળાના વર્ષારંભના પ્રથમ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવશે. ઉપરાંત માળાના દરેક પુસ્તકની ત્રણ નકલો તેમને વગર લવાજમે મળતી રહેશે. તથા ગ્રાહકના જેટલો સર્વ હક તેમને રહેશે.

**આશ્રયદાતા**—એકી વખતે રૂ. ૫૦૧) આપનાર આ માળાના 'આશ્રયદાતા' કહેવાશે. તેમની છબી પ્રગટ કરવામાં આવશે વળી દરેક વર્ષે પ્રથમ પુસ્તકમાં 'આશ્રયદાતા'ઓના આશ્રયનો ઉલ્લેખ કરી ઉપકાર માનવામાં આવશે. માળાના દરેક પુસ્તકની પાંચ નકલો તેમને વગર લવાજમે આપવામાં આવશે ઉપરાંત ગ્રાહકના જેટલો સર્વ હક્ક તેમને રહેશે.

**પ્રકાશક—'જન્મભૂમિ' ગ્રન્થમાળા—નડીઆદ.**

# દેશભક્તિ.

ભાષામાં મીઠામાં મીઠા જો કોઇ શબ્દો હોય તો તે જનની ' અને ' જન્મભૂમિ ' એ બે છે. આંખ મીંચીને પ્રેમ અને શ્રદ્ધા જો કયાંય ઢોળવી હોય તો તે આ બેજ ઉપર.

પણ, અફસોસ, નાનપણથી બોર્ડિંગોમાં રહેલા વિદ્યાર્થીઓ માને ભુલી જાય છે, માની પૂજા કરતાં શરમાય છે, અને ભુમિ સાથેનો સંબંધ તોડી બેઠેલા લોકો દેશને ભુલી જાયછે, દેશભક્તિને વિસારી મુકે છે.

" હાં રે અમે ખેડવાયાંનાં છોરૂ !
હાં રે ખેડ કરીયે અમે તો ખાંતે,
હાં રે અમે ખેડવાયાંનાં છોરૂ!
હાં રે પરભાતે તે ખેતરે જઇયે, -
સમીસાંજ સુધી ખેતરે જ રહીયે,
હાં રે અમે ખેડવાયાંનાં છોરૂ!

એમ જે ગાઇ શકે તેનાજ હૈયામાં દેશભક્તિનો સાચો ઉમળકો આવી શકે છે. તે જ દેસને માટે લડી શકે છે, પ્રાણ અર્પણ કરી શકે છે. તેજ દેશની ઇજ્જત આબરૂનું શિરને સાટે રક્ષણ કરી શકે છે.

ચરોતરમાં પ્રાણ છે; ચરોતર વીરભૂમિ છે, એનો પ્રત્યક્ષ પૂરાવો આપણને હમણાંજ મળી ચૂકયો છે. જેલમાં જ્યારે ચરોતરના સત્યાગ્રહની સ્હેજસાજ ખબર મળતી ત્યારે એટલો આનન્દ થતો કે એ આનન્દમાં જ મારો મંદવાડ હું ભુલી

ગયો. મેં મનમાં કહ્યું, ચરોતરના પાટીદારો ભૂમિની કદર કરે છે તેટલીજ જન્મભૂમિ એમનું કૌતુક કરે છે. સનાતન કાળથી ખેડુતોજ વીર્ય અને શૌર્ય બતાવતા આવ્યા છે. ખેડુત રોમનો સામે વૈશ્યવૃત્તિ કાર્થેજ ટકી ન શક્યું. પાટીદાર પ્રજા સામે દુકાનદાર સરકાર ટકી ન શકે એ ઇશ્વરે અનેક વાર કહી દીધું છે. આપણા નેતા પણ જ્યારે બેરીસ્ટર મટી ખેડુત અને વણકર થયા ત્યારે જ દેશમાં નવજીવન રેડાયું.

દેશની તમામ શક્તિ એના હળમાં હોય છે. હળની અણીથી જ સીતાનો જન્મ થાય છે અને પવિત્ર સીતાને અર્થેજ રામ જેવા અવતાર પરાક્રમ કરી ધર્મનો ફેલાવો કરે છે.

જન્મભૂમિની સેવા એજ શ્રેષ્ઠ પુરૂષાર્થ છે એમ શ્રીરામે બતાવ્યું; શ્રીકૃષ્ણે પણ એજ બતાવ્યું છે.

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

---

# ભાઇ દેવદાસ.

અસહકારની લડત જ્યાં જ્યાં જાણીતી છે ત્યાં ત્યાં ભાઇ દેવદાસનું નામ અજાણ્યું નહિ હોય. ઉત્તર હિંદુસ્તાન થોડો વખત મહાત્માજીના સાહેબજાદા તરીકે તેને ઓળખતું થયું છે. મદ્રાસમાં જ્યાં તેણે હિંદીપ્રચારનું કામ એક વરસ સુધી કર્યું ત્યાં તેને એક પ્રાણવાન પ્રચારક તરીકે સહુ ઓળખે છે. પણ ભાઇ દેવદાસની દેશસેવા અહીંથી જ શરૂ થતી નથી.

તેની સ્તુતિ કરવાને ખાતર તો નહિ જ, પણ તેનો દાખલો તેના જેવડી ઉમરના અનેક યુવકોને બોધદાયક નીવડે તે સારૂ ભાઇ દેવદાસની કિશોર વયની થોડી વાત કહેવા ઇચ્છું છું.

દેવદાસ કદી નિશાળે બેઠો નથી અને છતાં તે એક ચુસ્ત વિદ્યાર્થી તરીકે જ્યાં મળે ત્યાંથી વિદ્યા ખોળનારો છે. તેનું બાળપણ તો રમતમાં જ ગયું છે. ૯-૧૦ વરસનો થયો ત્યાં સુધી ખીસામાં દશ વીશ વસ્તુઓ, જેવી કે સ્લેટપેન, લખોટીઓ, બટન, સોય, દોરા, ટાંચણી અને જે કાંઇ હાથમાં આવ્યું તે લઇને ફરે અને જે તેની રમતમાં ભળે તેમ હોય તેની પાસે પહોંચી જાય. ઘણીવાર તેનું ખીસું નાનકડા સંગ્રહસ્થાન જેવું ભરેલું હોય.

મોટો થતો ગયો તેમ તેમ રમતની વસ્તુઓ ખોળવાની ને ગોઠીયાઓ મેળવવાની તેની ટેવે જ્ઞાનનો ભંડોળ મેળવવાની અને વિદ્વાનોની સેવા કરી તેમનાં મન રીઝવવાની જિજ્ઞાસાનું રૂપ લીધું. તેનું જ્ઞાન શુષ્ક ન બને—તરંગી ન બને તેટલા સારૂ પિતાજીનું સુકાનીપણું પોતાની ઉપરથી જરાએ ડગવા દીધું નહિ. પિતાએ પણ પોતાના જીવનનું નાવ જે સઢથી હંકાર્યું તે જ સંઢ દેવદાસના જીવનનાવ પર બાંધ્યો. સેવા એ તેની નિશાળ બની, સેવા એ તેનો અખાડો બન્યો, સેવા એ તેની રમત ગમત બની.

પિતાજીએ ઘરમાં વિદ્યાર્થીઓનો સંઘ વસાવ્યો હતો. દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડત દરમ્યાન જેણે સર્વસ્વ લડતમાં હોમ્યું હતું એવાં માબાપોનાં બાળકો દેવદાસના ૨૪ કલાકના

ગોઠીયા બન્યા હતા. મદ્રાસી, હિંદી, ગુજરાતી, ગોરા, કાળા, હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, એવા બધાથી વસેલું ઘર ન્હાના દેવદાસની નિશાળ બન્યું હતું. ઘરમાં રિવાજ એ હતો કે સૌએ ઘરકામમાં કાંઇક કાંઇક ભાગ તો આપવો જ. ન્હાનો દેવદાસ હમેશ સાવધ રહેતો કે પોતાને ભાગે ઓછું કામ ન આવે અને અજાણે પણ કોઇ પણ ગોઠીયાની ઇર્ષાને પાત્ર તે બને નહિ. ઘંટીએ દળવાનું હોય, પાણી ભરવાનું હોય, લાકડાં ઉપાડવાનું હોય કે ઠામ માંજવાનું હોય, સૌમાં એ તસુ વધારે કરીને પોતાના ગોઠીયાઓને તે હમેશાં પોતાથી સંતુષ્ટ રાખતો. બીજાને ભાગે થોડું ઓછું કામ આવે એ તેને ગમતું. આથી ગોઠીયાઓને તો તે ગોળ જેવો થઇ પડયો હતો.

પિતાજીને ઘણાયે મિત્રો કડક શબ્દોમાં ચેતાવતા કે ચિત્રવિચિત્ર બાળકો ઘરમાં ભરીને પોતાના બાળકોનું ભવિષ્ય બગાડનાર આવો પિતા ભાગ્યે જ પાકયો હશે. પિતા કહેતા કે છોડમાં જે સ્વભાવ હશે તેવો જ રસ તે જમીનમાંથી ચૂસશે. દેવદાસના સ્વભાવનું વલણ તે હમેશાં તપાસતા રહેતા અને તેના ભવિષ્ય વિષે નિર્ભય હતા. ભણવાનું કયારેક ચાલે અને વળી દહાડાઓ સૂધી બંધ-રહે. સાંજની પ્રાર્થના વેળા રામાયણ, કાવ્યદોહન, ભાગવત વગેરેમાંથી ચૂંટેલા ભાગો વંચાય અને તેના પર ચર્ચા થાય એમાં જ શિક્ષણનો મુખ્ય ભાગ સમાયો હતો.

એમ કરતાં સત્યાગ્રહની લડતનો છેલ્લો અંક આવ્યો. દેવદાસના બાળમિત્રોમાંથી ૧૬ વરસની ઉપરના બધા જેલમાં

પહોંચ્યા. મોટાભાઇઓ, માતા, પિતા એમ અનુક્રમે એક પછી એક જેલમાં પહોંચ્યા. દેવદાસ જેલમાં જવાનું મન ઘણુંયે કરે પણ તેને ૧૪મું વરસ ચાલતું હતું. તેને જેલમાં સંઘરે તેમ હતું નહિ. કોઇ પણ ૧૬ વરસના જેલ જનારા જેટલી જ તેની તૈયારી હતી. પિતાજીએ મૂરખરાજની વાર્તા (ટોલસ્ટોયની વાર્તાઓમાંથી એકનું તારણ) એવા તો રસથી વારંવાર સંભળાવી હતી કે એકેએક વીદ્યાર્થી ક્યારેક ક્યારેક જમવા બેસતાં એકબીજાને પોતાના હાથમાં પડેલા આંટણ દેખાડે અને કહે કે પોતે જમવાને હકદાર છે. તે વાર્તાના નાયક મૂરખરાજને એક બ્હેન હતી. તે અભણ હતી અને વળી મૂંગી બ્હેરી હતી. ભાઇ પણ અભણ જ હતો, પણ તેનાં સર્વ અંગ જીવનથી ભરેલાં હતાં. જાતમજૂરીથી ઉત્પન્ન થાય તેનો જ ઉપભોગ થાય એ આ બ્હેનભાઇ બન્નેનો સિદ્ધાંત હતો. પોતાને ત્યાં કોઇ અતિથિ આવે તેના હાથમાં આંટણ ન જોવામાં આવે તો તે અતિથિને આ ભાઇબ્હેનની પંગતે જમવાનો અધિકાર નહોતો. એ કઠણ સિદ્ધાંત બાળકોની આ ટોળીમાં એક ખેલ બની રહ્યો હતો. દક્ષિણ આફ્રિકાની જેલમાં કોદાળી, પાવડા, ત્રીકમ વડે ખોદવાનું કામ સત્યાગ્રહી કેદીઓને અપાતું તે આ બાળકો જાણતા હતા, તેથી બધાઓએ કોદાળી પાવડાઓને પોતના હાથમાં રમતા કરી મૂક્યા હતા. તપતા સૂર્યની નીચે કામ કરવાનો મ્હાવરો તેઓએ પાડી લીધો હતો. જેલમાં સત્યાગ્રહ કરવા અપવાસ કરવા પડે તો તેનો મ્હાવરો પણ કરી લીધો હતો.

દેવદાસ આ બધી બાબતોમાં કોઇથી પછાત નહોતો; પણ તેને જેલ જવાની તક મળી નહિ. પછી જેલ જનારા સાથે સહાનુભૂતિ દર્શાવવાને શું કરી શકાય તેનો વિચાર પાછળ રહેનારાઓમાંથી મ્હોટેરાઓએ કર્યો. સુકાનીની સાથે મસલત કરી. જેલ જનારાને જેલમાં સ્વાદિષ્ટ ખોરાક નહિ મળે તે સારૂ આપણા ખોરાકમાંથી સ્વાદનો ત્યાગ શી રીતે કરવો એ એક વાત અને તેઓને સખ્ત મજૂરી મળે તેમ આપણે પણ સખ્ત મજૂરી કરીએ એ બીજી વાત. આ વાત જેલવાસનાના ઉત્સુકોની પાસે મૂકવામાં આવી. બન્ને વાત તેઓએ ઉપાડી લીધી. જેલીઓ પાછા વિજય સાથે ઘેર આવે નહિ ત્યાં સુધી અન્નમાં લવણનો ત્યાગ કરવો અને ફીનીક્સના છાપખાનામાં ખાલી પડેલી જગ્યાઓ લઇ તેઓની ખોટ પૂરવી એ બે બાબતોનો તેઓએ નિશ્ચય કર્યો અને તે અંત સુધી પાળ્યો. સવારના ૪ વાગે ઉઠે ને રાત્રે આઠ વાગ્યે સુએ ત્યાં સુધી નાનો દેવદાસ કામમાં મચ્યો રહેતો. દાતણપાણી કરી નાના છોકરાઓને ઉઠાડે. તેઓની પાછળ કાંઇક વખત ગાળે ને ઘરનું પરચુરણ કાંઇ કામ હોય તે કરી નાસ્તો લઇને છાપખાનામાં પહોંચે. ત્યાં આઠ કલાક ( વચ્ચે એક કલાક ભોજનની રજા મળે તે બાદ કરીને ) ને કયારેક દશ કલાક પણ ઉભા ઉભા બીબાં ગોઠવવામાં, પ્રુફ સુધારવામાં, પાનાં બાંધવામાં ગાળે. કાર્યવાહકની દરેક સુચનાનો કાળજીપૂર્વક અમલ કરવો અને પછી સાંજ પડયે વાળુ કરી, કામકાજ આટોપી પ્રાર્થના કરીને ફરી રાતના આઠ વાગ્યા સુધી ગ્રાહકોને છાપાં મોકલવાનાં હોય તેનાં સિરનામાં કાગળ પર

લખવાં, આ ભાઇ દેવદાસનું કેટલાક દિવસો સુધી–ત્રણ માસથી વધારે વખત સુધી–નિત્યક્રમ થઇ પડયું હતું. એ બાળકની આવી મદદ વિના નિર્જન થયેલું છાપખાનું કેમ ચાલ્યું હોત? જેલમાં બેઠેલી માવાળાં છોકરાંઓનું નાનું ટોળું કેમ સચવાયું હોત? આ બધું ભાઇ દેવદાસ માટે એક ભવ્ય રાષ્ટ્રીય વિદ્યાલય સમાન હતું. અને ત્યાર પછી જે જે સંજોગોમાંથી તે પસાર થયો તે બધા પૂર્વના શિક્ષણની સાંકળ રૂપે થયા છે.

આજે ભાઇ દેવદાસની જૂની ઉત્કંઠા તૃપ્ત થઇ. તેના હાથનાં આંટણો કેટલાક વખત થયાં કલમ પકડવા છતાંયે સાવ નાબૂદ થયા નહિ હોય. અને તેથીજ સખ્ત મજૂરીની કેદ ન મળવાથી જયારે તેણે ખેદ બતાવ્યો ત્યારે તે અકડાઇ ખાટવાને ખાતર નહિ પણ પોતાના રાષ્ટ્રીય શિક્ષણની પ્રગતિને ખાતર જ હતો, ખરે! ભાઇ દેવદાસનું રાષ્ટ્રીય શિક્ષણ તેની રાષ્ટ્રીય સેવામાં જ પર્યાપ્ત થતું આવ્યું છે.

ભાઇ દેવદાસે જે શિક્ષણ પ્રાપ્ત કર્યું છે તેની ઇર્ષા કોને ન થાય! પણ જેને થાય તેણે તે બાળસેવકના જેવી જ સેવાવૃત્તિ પોષવી જોઇએ.

મગનલાલ ખુશાલચંદ ગાંધી

---

# ભગત દાના દૂધા.

અમદાવાદમાં સારંગપુર—એક ટોડાની મસજીદ પાસે, ઢેડ-વાડામાં, દાના દુધા રહે છે. દારૂનાં પીઠાં પર મહાત્મા ગાંધીજીએ પહેરા રખાવ્યા તે દરમીયાન દાના દુધાને લાગણી થઇ, "અરેરે! આવા કળના ગરભ જેવા મોટા લોક આપણી ખાતર દુઃખ વેઠે છે ને આપણે હજી ઢીંચયાજ કરીશું?" એવો વિચાર આવ્યો તેજ સાંજે દાનો પીઠા સામું ન જોતાં સીધો ઘેર ગયો. દારૂ પીધા વગર ધણી આવ્યો એ ચમત્કાર જોઇ એની વહુને નવાઇ લાગી. વહુને દાનાએ વધામણી ખાધી કે આજથી મેં ખાણી મુક્યું છે કે દારૂ હરામ છે. 'ચોકી' ની ખબર એની સ્રીને હતી એટલે એ 'મહાત્મા ગાંધીજીનું ભલું થજો' એમ જ બોલી ઉઠી.

દારૂ પીને દાનો આવતો ત્યારે વહુને રોજ મારે. ઘરમાં પૈસા રહે નહી. રોજના છ સાત રૂપીયા સુધી દારૂમાં ખર્ચી નાંખે. વિલાયતી દારૂ પીવે ને મહુડીયે પીવે. છોકરાં નાનાં, ખાવા જોઇયે, લુગડાં જોઇયે પણ દારૂ પીતાં પૈસા ખચે ત્યારે ને? પરાણે, ધણીથી ચોરી છુપીથી કંઇ બચાવેલા પૈસામાંથી સ્રી મારફત ઘર નભતું. પણ એ વેવલાં, ૭૦૦—૮૦૦ રૂપીયા દેવું થયું ને વ્યાજ વધતાં ગયાં.

દારૂ છોડવાની વાત સાંભળી બૈરી બહુ રાજી થઇ ને તે દિવસથી ધણીને બહાર જવાની મના કરી. સ્રી કહે "તમે ઘરમાં જ રહેજો. આજ પ્રભુએ તમને સુબુદ્ધિ સુઝાડી છે. એ કાયમ રહે તે માટે પીઠાંનું મ્હોં જ કરે જોશો નહી ને

ભાઇબંધ દોસ્તદારને મળશો નહી. તમારૂં ને છોકરાંનું હું પૂરૂં કરીશ." ધણીને એ વાત પસંદ પડી. પછી બૈરી વૈ ર જાય ને ધણી ઘેર રહે. ઘેર બેઠો બેઠો એ છોકરાં સંભા ને પ્રભુનું ભજન કરે, ઘરઆંગણું ચોખ્ખું રાખે, છોકરાંને નવરાવે, લુગડાં ધુએ ને રસોઇ પાણી પણ બૈરીની ખાતર કરી રાખે. વહુના પણ એ ગુણ જોવા લાગ્યો. એમ થોડા દિવસ નિર્વિઘ્ને ગયા—દારૂ પીધા વગર એને કંઇ નુકસાન ન થયું, પણ ઉલટો શરીરને ફાયદો માલમ પડયો. ઘરમાંથી ક્લેશ કંકાસ ગયો ને છોકરાં વેળાસર ખાવા પામ્યાં. આટલું છતાં કોઇ કોઇ વાર દાનાને દારૂનું મન થઇ આવતું, પણ એ તો એ તરત પોતાના આ સુખનો વિચાર કરી મારી શકે, છતાં વધારે દઢતા મેળવવા એ શનીયા પીરની જાત્રાએ ગયો. શનીયા એ એક ઢેડ હતા. તે પીર થઇ ગયા. એમનું ધામ લીંબડી ધાંગધ્રા પાસે છે ને એમની બાંધાઓ રખાય છે. ત્યાં જઇ દાનો કહેવા લાગ્યો, "બાપજી મારી ટેક રખાવજો, ને ગમે તેમ થાય પણ આ જીંદગીમાં મારે દારૂ કદી પીવો નહી એવું મારૂં પણ છે તે સાચવજો" થોડા દિવસ પછી વળી દાનો દ્વારકા ગયો, પાવાગઢ ગયો ને ડાકોરજી પણ જઇ આવ્યો. ઘેર આવીને પાછો એ જાત્રાઓ ઉજવે ને એમ નિ-શ્ચયઆગળ વધારતો ગયો.

દાનો હવે પુણ્યદાન કરે, રોજ ન્હાય, ચોખ્ખો રહે અને શુદ્ધ ખાદી પહેરવા લાગ્યો. રોજ એક અભ્યાગતને જમાડી જમે ને ભજન કીર્તનમાં વખત ગાળે, આવા સુખમાં છ એક મહિના વહી ગયા.

દાનામાં હવે સ્રીને વિશ્વાસ ઉપજ્યો. એટલે એણે એક દિવસ કમાવા જવાની રજા માગી તે સ્રીએ આપી. પછી એ માટી ખોદવાના કંટ્રાકટ લેવા લાગ્યો ને પ્રમાણિકપણે મજુરી કરવાથી બે પૈસા કમાયો. ધીમે ધીમે એકવચનીપણાથી એનું કામ વખણાયું ને આ બે વર્ષમાં તો એ ઠીક કમાયો. ૮૦૦ રૂપીયાનું દેવું પતાવ્યું. ઘરમાં તાંબા પીત્તળનાં વાસણ લીધાં ને અનાજપાણીની પણ છુટ થઇ.

અગીયારશ પુનમે, દાનાને ઘેર ભજનમંડળીઓ આવે છે ને આખી રાત ભજનોની એવી ધુન મચે છે કે આસપાસના વાણીઆ બ્રાહ્મણ પણ એ સાંભળવા આવે છે.

દાનો દારૂડીઓ કહેવાતો તે હવે ભગત કહેવાય છે. એનો હસ્તો ચહેરો, એની સ્રીની આપવીતી વાતો, એનાં છોકરાંનાં ગેલ એ બધું સંતોષ ઉપજાવે છે. 'ચોકી' એ આંકડા જોતાં નિષ્ફળ લાગે છે. બધી મહેનત વ્યર્થ ગઇ મનાય છે, પરંતુ દાના ભગત જેવાં કેટલાંએ કુટુંબો દારૂના દુષ્ટ વ્યસનમાંથી મુક્ત થઇ એ ચોકીને પ્રતાપે સુખી થયાં હશે એની ગણત્રી કોણે કરી છે?

મને તો દાના ભગતનું દૃષ્ટાંત બહુ ઉત્તેજક થઇ પડયું છે અને એમની પીછાન કરાવનાર મારા મિત્રનો હું હજી ઉપકાર માનું છું. મેં પણ ચોકીમાં યથાશક્તિ સેવા કરી હતી. મને લાગે છે કે આવું એક ઘર પણ સુખી થયું હોય તો અમારી બધાંની મહેનત નકામી નથી ગઇ.

નવજીવન.

૧૨૫૮૬

# શ્રી. ગોકળદાસ તલાટી.

શ્રી ગોકળદાસ સાથે બાલ્યાવસ્થાથીજ મ્હારો ગુરૂ–ભાવ, હું ત્યારથીજ અનેક વિષયોમાં એમનેજ અનુસરનારો અને યુવાનીના વેગમાં એમનોજ ખાળ્યો ખરનારો, તે એમના વિષયમાં શું લખું અને શું ના લખું? એમણે વૃદ્ધાવસ્થામાં પણ નવયુવક સૈનિકના ઉમળકાથી રાષ્ટ્ર ધ્વજના રક્ષણ અર્થે નાગપુરમાં ગુજરાતની પ્રથમ ટુકડીના નાયક બની તારીખ ૧૫મી જુને પોતાનું બલીદાન આપ્યું. રાષ્ટ્ર કાર્ય માટે પોતાની કુરબાની કરી બતાવનારનો એથી સુંદર પરિચય શો કરવાનો હોય ? એથી વધારે સદ્ભાગ્ય અને જીંદગીનું સાર્થક શેનું હોય ?

શ્રી. ગોકળદાસ તલાટી એટલે સરળ હ્રદયના છતાં વ્યવહાર ચતુર, સામાજીક અને રાજદ્વારી શેતરંજ રમી જાણનાર, નડિયાદના શ્રેષ્ટ નાગરિક, કુશળ વકીલ, જ્ઞાતિ, કોમ, અને ગામના ઝઘડાઓ પતાવવામાં સદાના પંચ કે શીરપંચ, સ્વદેશ માટે અનન્ય પ્રેમ અને ભક્તિ ધરાવનાર, સાહસિક, પ્રેમાળ, અને નડિયાદની સર્વે જાહેર પ્રવૃત્તિઓના દ્રષ્ટા.

મુંબાઇ યુનીવર્સિટીના સ્નાતક થઇ એમણે પોતાનું તેજસ્વી વિદ્યાર્થી જીવન પુરૂં કરતાંજ તેઓ નડિયાદની હાઇસ્કુલના અધ્યાપક થયા. આ વખતે શ્રી. મોહનલાલ પંડયા એમનાજ વર્ગમાં શિક્ષણ લેતા. છ મહિનામાં એમની બદલી સુરત કરવામાં આવી એથી તેમણે તરતજ સરકારી નોકરીનું રાજીનામું આપ્યું. અને વકીલાતનો અભ્યાસ કરી ૧૮૯૩ માં એલ. એલ. બી. થયા. મુળથીજ એમનો સ્વભાવ સ્વતંત્ર.

એટલે વકીલના ધંધામાં સારી આશા છતાં કોર્ટોના રગડામાં પડવાને બદલે ખેતીવાડી કરવાનું પસંદ કર્યું. એમના પિતા પાલનપૂરના નવાબની નોકરીમાં હતા, તેથી પાલનપૂર રાજ્યનો સરોતરા ગામની જમીન રાખી ત્યાં મોટા પાયા ઉપર ખેતી શરૂ કરી. આ ખેતીવાળી જગાએ એક નાનું ગામ પણ વસ્યું અને તેનું નામ 'ગોકૂળ પૂર' પાડ્યું. ખેતીના અનુભવના અભાવે ભારે ખર્ચ કરવા છતાં તેમાં નિષ્ફળ ગયા. આથી એમને વકીલાત શરૂ કરવી પડી. વકીલાતના ધંધામાં તેઓ ઘણા આગળ વધ્યા. અને પ્રથમ પંક્તિના વકીલ ગણાયા.

સને ૧૮૯૩ માં મદ્રાસ ખાતે ભરાએલી કાંગ્રેસમાં તેઓ પહેલવહેલાજ પ્રતિનિધી તરીકે ગયા અને જીલ્લાની કાંગ્રેસ કમીટીના મંત્રી પદે નીમાયા. ગોકળદાસભાઇ ત્યારથીજ મહાસભાના પરમ ભક્ત બન્યા. એમણે અત્યારસુધીમાં ભાગ્યેજ એકપણ કાંગ્રેસની બેઠક છોડી હશે. નડિયાદ અત્યારસુધી જાહેર જીવનમાં પડ્યું ન હોતું. નડિયાદના સાક્ષરો, તત્વ જ્ઞાનીઓ, કવિઓ, અને રાજદ્વારિ પુરૂષોએ પોતાની જન્મભુમીની અનુપમ સેવાઓ કરી હતી. ગુજરાત અને ગુજરાતની બહાર વિવિધ ક્ષેત્રોમાં એમની શક્તિઓ [illegible] શીલ થઇ રહી હતી, છતાં મહાસભાની પ્રવૃત્તિમાં કે. ઝવેરીલાલ યાજ્ઞિક અને પ્ર. મણીલાલ દ્વિવેદી વિના બીજા અત્યક્ષ ભાગ લેઇ શકેલા નહી. એમણે નડિયાદ જેવી ફલદ્રુપ ભૂમિમાં બી વાવેલાં અને તેને ગોકળદાસભાઇએ ઉછેરવાનું કામ હાથમાં લીધું. વિવિધ વિચારોના વિનિમય માટે અન્ય નાગરિકોની સહાયથી એક ક્લબ સ્થાપી અને ધીમે ધીમે નડિયાદને રાજકાર્યમાં જાગૃત કર્યું.

ગોકળદાસભાઇએ ૧૯૫૬ ના દુષ્કાળ વખતે ભારે સેવા ઉઠાવી હતી. ૧૮૯૫ માં મ્યુનીસીપાલીટીના લોક નિયુકત સભાસદ થયા ત્યારથી આજસુધી અખંડ રીતે તેના સભાસદ રહ્યા. નડિયાદની મ્યુનીસીપાલીટી પ્રથમથીજ સરકારમાં પ્રતિષ્ટાને પામેલી, તેથી એને પ્રથમ બીન સરકારી પ્રમુખનો લાભ મળેલો. એના સારા માટે સરકાર સદાયે વખાણ કરતી. કેળવણી વિષયમાં પણ તેનો ઇલાકામાં પ્રથમ દરજ્જો હતો. આ બધા સરકાર સાથેના સુંદર વહીવટમાં ગોકળદાસભાઇએ મુખ્ય ભાગ ભજવેલો. અને છેવટે તેઓ યોગ્યરીતે મ્યુનીસીપાલીટીના લોક નિયુકત પ્રમુખપણ થયા.

એમને પોતાની શકિતઓનો ખરો ઉપયોગ કરવાની તક તો બંગાળાના ભાગલાના પરિણામે આખા દેશમાં ચાલી રહેલી સ્વદેશ અને બહિષ્કારની ચળવળ વખતે મળી. નડિયાદ આ વખતે એના ખરા સ્વરૂપમાં ઝળકયું. આખા ગામમાં સ્વદેશની હીલચાલ પૂરજોશથી ચાલી રહી. હજારોએ એ વખતે સ્વદેશીની પ્રતિજ્ઞાઓ લીધી. મહાજને વિદેશી ખાંડનો વપરાશ બંધ કર્યો. કે. ગોવરધનરામભાઇના હાથે સ્વદેશીની દુકાન ખોલવામાં આવી. આ સર્વ કાર્યમાં ગોકળદાસભાઇનો અગ્ર ભાગ તો ખરોજ. ૧૯૦૭ માં નડિયાદના અમેરીકન મીશનના ૧૯ યુવાનો મીશનમાંથી છુટા થતાં તેમને હિંદુ ધર્મમાં પુનઃ દાખલ કરવામાં આવ્યા, તેથી તેમના ઉપર મીશનના પાદરીએ ચોરીનો કેસ ઉભો કર્યો, તે વખતે શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ બેરિસ્ટર થઇને આવ્યા પછી પ્રથમથીજ આ અનાથોના બચાવ માટે કેસ લીધેલો અને

છેવટે એ કેસ માંડી વળાયો. આ સમયે દેશ ભકત લાલાજી માંડલેના કારાગ્રહમાંથી છુટયા તે વખતે પંજાબ વગેરે સ્થળે ભારે દુકાળ પડેલો તે વખતે એ દુકાળમાં મદદ કરવાને ભરાયેલી સભામાં અનાથાશ્રમ કાઢવાનો નિશ્ચય થયો. શરૂઆતમાં અનેક વિઘ્નોને દુર કરી આશ્રમને હાલની સુંદર દશાએ પહોંચાડવાના કાર્યમાં ગોકળદાસ ભાઇનો હિસ્સો કોઇથી પણ ઉતરે એમ નથી.

ખેડાના સત્યાગ્રહ વખતે પણ એમણે મહાત્માજીની સલાહ પ્રમાણે સારી સેવા બજાવેલી. કાળા કાયદાની લડતમાં, અને ચાલી રહેલા અસહકારના ધર્મયુદ્ધમાં એમણે કરેલી સેવાઓ પ્રસિદ્ધ છે. મહાત્માજીના પંજાબ જતાં પકડવાના સમાચાર સાંભળતાં અનેક સ્થળે લોકોએ ભાન બની અત્યાચાર કરેલા તે વખતે નડિયાદની હદમાં લશ્કરની ટ્રેનને પાટા ઉપરથી ઉતારી નાંખવા અને તાર તોડવાના બનેલા પરિણામે નડિયાદ ઉપર વધારાની પોલીસ મુકી તેનું ખર્ચ વણિક અને પાટીદાર ભાઇઓ પાસે લેવાનુ ઠરાવેલું, તે વખતે મહાત્માજી, ગોકળદાસભાઇ અને મ્હને મોરલી વગાડનાર અને પાટીદાર ભાઇઓને નાચનાર ગણવામાં આવ્યા હતા. આ કર વસુલ કરવાનું મ્યુનીસીપાલીટીને સાંપવામાં આવેલું, તે વખતે ગોકળદાસભાઇની મ્યુનીસીપાલીટીએ ભારે લડત લડી કરની એક પાઇ પણ વસુલ કરી આપવા ના પાડી હતી. છેવટે સરકારને પોલીસ ઉઠાવી લઇ દંડની રકમ માંડી વાળવી પડી હતી.

કલકત્તાની મહાસભાએ અસહકારનો ઠરાવ પસાર કર્યો, કે તરતજ મહાત્માજીની નજર નડિયાદ તરફ ખેંચાઇ. ગોકળદા-

સભાઈ આ વખતે મહાત્માજી સાથે હતા. મહાત્માજીએ પુછ્યું કે, નડિયાદની મ્યુનીસીપાલીટીમાં તમે પ્રમુખ છો અને બહુમતિ લોકની છે, તો તેમાં તમો કેળવણી સંબંધમાં અસહકાર કરી શકો કે કેમ ? ગોકળદાસભાઈએ તરતજ હા પાડી અને જણાવ્યું કે લોકો પણ આ લડતમાં અમારી સાથેજ ઉભા રહેશે. આથી મહાત્માજીએ જણાવ્યું કે તમારે જઈ તરતજ લોક મત કેળવી કેળવણી વિષયમાં મ્યુનીસીપાલીટીને સ્વતંત્ર જાહેર કરી સરકારની સ્હાયનો અસ્વીકાર કરી મ્યુનીસીપાલીટીની શાળાઓને મહાસભાની આજ્ઞા મુજબ રાષ્ટ્રીય શાળાઓ જાહેર કરવી. ગોકળદાસભાઈએ આ બીડું ઉઠાવ્યું અને સરકાર સાથે તુમુલ યુદ્ધ કરી યુકિત પ્રયુકિતથી કાર્યને પાર પાડયું. અને એજ વખતે મહાત્માજીની રૂબરૂમાં કલકતામાંજ એમણે પોતાને માટે પ્રતિકુળ સંજોગો હોવા છતાં બ્રિટિશ કોર્ટમાંના પોતાના વકીલાતના ધંધાનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લીધી.

ગોકળદાસભાઈનો સ્વભાવ અતિશય સ્નેહાળ છે, એમને અનેક ટીકાઓ માટે બે પરવાહ રહી પોતાનું ધાર્યું કરાવાનો સ્વભાવ અજાણ્યો નથી. આ આગ્રહી સ્વભાવને લીધે તેઓ અનેક કાર્યો કરી શકયા છે. મૂળથીજ એ ખાનદાનીમાં ઉછરેલા એટલે એમનામા કંઇક પ્રમાદ ખરો, પણ સમય આવતાં તેઓ તેટલાજ જોશથી યાહોમ ઝોકાવામાં કદિ પાછા નથી પડયા આથીજ એમને નડિયાદના પ્રિય ' બાપુ ' નું ઉપનામ મળેલું. હુકો એ એમના આરામ વખતની પ્રિય વસ્તુ, કામમાં પણ એના વિના રસ ના આવે. છતાં એમનું

મહત્વ એમાંજ છે કે, માતૃભુમિના સ્વમાનના રક્ષણ માટે રાષ્ટ્રધ્વજ રક્ષણના ધર્મયુદ્ધમાં બલિદાન આપવાનું આવ્હાન થયું કે તરતજ તેઓએ બધાનો ત્યાગ કરી, પોતાના પ્રિય નડિયાદ અને તેની અનેક પ્રવૃતિઓ જે એમની હાજરીમાં નિર્ભય હતી તેની પણ પરવા નડિયાદની ખાનદાનીને અને પ્રભુને સોંપી, એક સાદા સીપાઇની પેઠે બહાર પડયા, અને ગુજરાતના પેહેલા ભોગ તરીકે પોતાની કુરબાની આપી જેલમાં જવાનું સૌભાગ્ય મેળવ્યું.

ફુલચંદ બાપુજી શાહ.

# ખોટી ભ્રમણા

એક લાખ લોકો ત્રીશ કરોડ પ્રજાને મજબુર કરી રહ્યા છે. એનું કારણ એટલું જ છે કે આપણે પોતે તેમના ઉપર મોહિત છીએ, આપણે માની લઇએ છીએ કે અંગ્રેજ અહિંથી જશે, તો આપણે આપસઆપસમાં લડી મરીશું. આ ભ્રમણાને આપણે ફેંકી દેવી જોઇએ. આપણે આ એક લાખ અંગ્રેજોને હાથે મજબુર બનવાનો ઇન્કાર કરવો જોઇએ. હિંદુ-મુસલમાનોએ મળીને ખૂન કરવાને બદલે ખૂન રેડીને જ સ્વ-તંત્ર થવું જોઇએ. એજ એક રસ્તો છે. બીજો રસ્તો નથી એ હું તમને સમજાવવા ઇચ્છું છું. સેતાનની સાથે સેતાનીથી નહી પણ ઇશ્વરની મદદ લઇને જ લડીને જીતી શકાય, સેતા-નને મજબુર કરી શકાય; અને ઇશ્વરની મદદ એને જ મળે જેના દિલમાં મહોબ્બત છે.

ગાંધીજી

# પ્રેમ ઘેલી પ્રજા.

ગોરખપુરથી રાત્રે ૮॥ વાગે ગાડી ઉપડી કાશી જતાં બુટની સ્ટેશને લગભગ અગિયારેક વાગે ગાડી બદલાય છે. ગાડી દરેક સ્ટેશને ઉભી રહેનારી હતી. ગોરખપુરના કાર્યકર્તાઓએ દીર્ઘદ્રષ્ટિથી અમારે માટે એક બે ઠેકના ડબ્બા લઇ રાખી અમને ગાડી બદલવાની ચિંતામાંથી મુક્ત કર્યા હતા. પણ અમને કોઇ ચિંતામાંથી મુક્ત કરી શકે એમજ ન હતું. ગોરખપુર પછીના જ સ્ટેશનથી દરેક સ્ટેશને માણસોનાં ધાડેધાડાં આવીને અમારા ડબ્બા ઉપર હલ્લો મચાવવા લાગ્યાં. કોસગંજથી કાનપુરની મુસાફરીનું વર્ણન જેણે વાંચ્યું છે તેને માટે આ હલ્લાઓનું વર્ણન આપવાની જરૂર નથી. માત્ર આ હલ્લાઓ પેલા ઐતિહાસિક હલ્લા કરતાં પણ વધારે ભયાનક હતા, અને તેટલેજ દરજ્જે હું તેનું વર્ણન આપવા ચાહું છું. દરેક સ્ટેશને મોટી મોટી લાઠીઓ અને મશાલોવાળા ખેડુતો આવીને કાન ફાડે એવા અવાજો કરતા. તેમને જેટલી વિનંતી કરાય તેટલી ડબ્બામાં અમે સૌ કર્યા જ કરતા.

અમારૂં કોણ સાંભળે? ઘણેક ઠેકાણે ગાડીમાંથી ઉતરીને હું લોકોને પગે પડતો ત્યારે ઘડીકવાર પાછા હઠતા. પણ હું ઉપર ચઢયો કે પાછા બારણે પોકાર કરતા જ હોય. આટલાથી જાણે સંતોષ ન મળતો હોય તેમ સેંકડો માણસો ગાડી ચાલવા માંડે કે ગાડીની ઉપર ચડી જતા અને ડબ્બાની બહાર ઉભા રહેતા. કેટલેક ઠેકાણે તો પોતાના બળથી ગાડીને અટકાવી રાખી શકાશે એમ માની અનેક જણા ગાડીને એંચી

રાખવાનો પણ પ્રયત્ન કરતાં આમને અટકાવવામાં અને ગાડી આગળથી ખસેડવામાં, કોઇને ઇજા ન થાય તે જોવામાં બિચારા ગાર્ડના ત્રાસની અને ધીરજની પણ અવધિ વળતી હતી. પણ લોકો કેમે કર્યો ન જ માને.

મારી ભીડ સમાતી ન હતી એ ચોકમાં ને ચોકમાં ગાંધીજીની સમક્ષ મેં અસત્ય બોલવાની પણ ધૃષ્ટતા કરી એ અહીં કબુલ કરી લઉં. આ ઘણા ભક્તોને તો ખબરે નથી હોતી 'મહાત્મા ગાંધી' કોણ છે. થોડાજણ ડબ્બાઓ ઉપર ચડયા, 'મહાત્માજી કૌન હૈ?' 'મહાત્માજી કૌન હૈ?' એમ પોકારવા લાગ્યા. મેં ચીડાઇને કહ્યું, 'મેં હું', એટલે સન્તુષ્ટ થઇ, પ્રણામ કરી ઉતરી ગયા! ક્યાં મારી ધૃષ્ટતા અને ક્યાં તેમનો નિર્મળ પ્રેમ! પણ એ નિર્મળ પ્રેમ પર મોહિત થયે કાંઇ ચાલે એમ ન હતું.'

ભટની સ્ટેશન આવ્યું. ભટની સ્ટેશન ઉપર તો હદ વળી. ગાડી સ્ટેશને શુમારે અગિયારે પહોંચે તે આ હલ્લાઓને લીધે બાર વાગે પહોંચી. લોકો દર્શન ન મેળવી શકે એટલે ચીડાઇને અનેક વીનવણી છતાં ગાડીના પાટા રોકીને ઉભા રહ્યા. અનેક જણ કહેવા લાગ્યા કે દર્શન ન થાય ત્યાં સુધી ગાડીને ખસવા જ ન દઇએ. હું પાછો ઉતરીને તેમને પગે પડયો. તોયે તેઓ હઠવાને તૈયાર ન હતા. આખરે હું ક્રોધે ભરાયો. ન કહેવાના શબ્દો મેં તેમને કહેવા માંડયા. ગાંધીજી પંજાબમાં બે માણસો સામે સત્યાગ્રહ કરીને ગાડીમાં બે કલાક ઉભા રહ્યા હતા તે મેં તેમને કહી સંભળાવ્યું; આ તોફાનને પરિણામે કદાચ તેઓ પ્રવાસ કરતા બંધ થઇ જાય (અથવા કાંઇ અકલ્પનીય

આકરો સત્યાગ્રહ કરી બેસશે એવી ચેતવણી આપી; પણ તે તેઓના કાનને પણ સ્પર્શ નહોતી કરતી. 'ભગવાનનાં દર્શન કરવા આવ્યા તેમાં શરમ શાની હોય?' એમ કરી કરીને અમને શરમાવવાનો પ્રયત્ન કરતા. આમ કરતાં કરતાં અમારો ડબ્બો બીજી ગાડીને લગાડતાં ગાર્ડને અર્ધો પોણો કલાક લાગી ગયો.

ગાંધીજી આ ધમાલમાં કહે તો શાના જ ? પણ ચુપચુપ પડી રહ્યા હતા. ભટની પછી કાંઇક શાન્તિ થશે એમ અમે આશા રાખી, પણ તે આશા પણ વ્યર્થ ગઇ, પછી તો દરેક સ્ટેશને લોકોનો ઉપર કહ્યા પ્રમાણેનો હઠાગ્રહ ચાલ્યો. એક સ્ટેશને થાકી કંટાળી હોઢક વાગે ગાંધીજી ઉઠયા. ગાંધીજી વિનવવા લાગ્યા, 'મહેરબાની કરી તમે જાઓ. આટલી રાતે શા માટે પજવો છો?' તેના જવાબમાં ભયંકર હર્ષનાદો જ થતા હતા. ગાડી ખસે ત્યાં સુધી ન હઠીયે એમ પણ ઘણાક બોલતા હતા. ગાંધીજીએ ફરી પાછી આજીજી કરી, પણ કોણ સાંભળે? આ પ્રસંગે ગાંધીજીની સૌમ્ય મૂર્તિમાં થયેલી વિકૃતિનું વર્ણન આપવાને માટે મારી પાસે શબ્દો નથી. હું પણ ત્રાસ્યો હતો. શું થશે તેની કલ્પના કરી શકતો ન હતો. ગાંધીજીને ક્રુદ્ધ દશામાં મેં આ પહેલાં કદી જોયા ન હતા, એટલે હું કાંપતો હતો. આખરે તેમણે પોતાનું કપાળ કૂટી કહ્યું, 'તમને પગે લાગું છું, ભલા થઇને અહીંથી હઠો.' લોકોની ઉદ્ધતાઇની અવધિ વળી ! ગાંધીજીએ આમ ત્રણવાર કપાળ કુટયા પછી લોકો ત્યાં તો શાન્ત થયા.

આ બધું એક અપરિચિત ગૃહસ્થે જોયેલું. હવે પછીના દરેક

સ્ટેશને અમારા ડબ્બા આગળ પહોંચી જઇ ટોળાંઓને અતિશય નમ્ર અને હૃદયવાચક ભાષામાં તેઓ ભાષણ આપી જતા. અને સુભાગ્યે ટોળાં પણ તેમની સલાહ કાને ધરતાં અને શાન્તિથી વિખરાતાં. આમ અમારા શિર ઉપરનો ભાર એ દેવદૂતે જ લઇ લીધો. તેમનાં ભાષણો અક્ષરશુદ્ધ હતાં. તેમણે ગાંધીજીના બધા સિદ્ધાન્તો સારી રીતે જીરવેલા જણાતા હતા. અને શાન્તિથી પણ દઢતાપૂર્વક દરેક ભાષણને અંતે તેઓ સામાન્ય અહિંસાના, પરદેશી વસ્તુ બહિષ્કારના અને અસહકારના પ્રત્યેક અંગ બાબત ઉપદેશ આપતા હતા. તેમની ભક્તિ તેમના ધૈર્ય અને તેમની શાન્તિ વિષે મારા વિસ્મયનો પાર ન રહ્યો.

મેં તેમને તેમનું નામ પૂછ્યું. તેમણે કહ્યું, 'મારું નામ રામગોપાલ. હું મઉમાં એક મામુલી — સામાન્ય વેપારી છું અને ત્યાં ખિલાફત કમિટીનો સેક્રેટરી છું'' મને વધારે આશ્ચર્ય થયું. આવી રીતે કેટલાયે શાન્ત કામ કરનારાઓ દેશમાં કામ કરી રહ્યા હશે, જેની દેશના ઘણા મોટા ભાગને ખબરે નહિ હોય!

મહાદેવ દેસાઇ.

---

# શીખ જાગૃતિ.

શીખોમાં જાગૃતિ એવી થઇ છે અને શીખ કોમ એટલી જોરાવર છે કે કાં તો હિન્દુસ્તાનને આઠ માસ પહેલાં મુક્ત

કરે અથવા તો હિન્દુસ્તાનની મુક્તિને રોકે. તેમનામાં તનનું મનનું એમ બન્ને બળ છે. તલવારે શૂરા છે. મનોબળ પણ ઠીક છે એમ કહેવાય.

તેઓની સંખ્યા ત્રીસ લાખની ગણાય છે. આજ લગી મેં શીખને હિન્દુ ધર્મનો જ એક સંપ્રદાય માન્યો હતો. પણ શીખના આગેવાનો શીખ ધર્મને નોખો જ ધર્મ માને છે. ગુરૂ નાનક તેના જન્મદાતા હતા. ગુરૂ ગોવિન્દસીંગ તેના રક્ષક હત્તા. બધા મળીને દસ ગુરૂને શીખો માને છે. ગુરૂ નાનક પોતે તો હિન્દુ હતા જ, પણ તેમણે નવો ધર્મ પ્રવર્તાવ્યો એમ શીખ આગેવાનો માને છે. તેઓની સંજ્ઞા પાંચ 'ક' માં રહેલી છે. તે પાંચ વસ્તુ કેશ, કંગન, કડા, કચ્છ ને કરપાન છે. દાઢી તેમજ ચોટી તેઓ મુડાવતા જ નથી, તેથી કંગી ( કાંસકી )ની જરૂર છે. કાંડા પર લોખંડનું કડું પહેરે છે તે સંયમની નિશાની છે. કચ્છ સહેલથી સમજાય છે. કરપાન એ જમૈયો છે. તે ધર્મની રક્ષા કરવાની શક્તિની નિશાની અને શત્રુને ત્રાસ પમાડનારી વસ્તુ રૂપે તેઓમાં મનાય છે. આ પાંચ વસ્તુ ઉપર ઘણાં વર્ષો પૂર્વે ભાર દેવામાં નહોતો આવતો, પણ હવે તેની ઉપર નવજવાન શીખો ખૂબ ભાર મુકે છે; અને જેઓ પોતાને શીખ મનાવતા છતાં આ પાંચ ચિન્હો નથી રાખતા તેમને સુધારકો શીખ માનતા જ નથી. સુધારકો સ્ત્રીઓ પાસે પણ કરપાન ધારણ કરાવી રહ્યા છે.

તેમનામાંના એક બુજરગને મળતાં તેમણે મને જણાવ્યું કે શીખો વર્ણાશ્રમને માનતા નથી; તેઓમાં ઉંચનીચ નથી; અ–

સ્પૃશ્યતા નથી; તેઓ મુર્તિ... ...જાને પણ માને છે; રામકૃષ્ણાદીને માન આપે છે પણ ... ...તમને જે સ્થાન હિન્દુ ધર્મમાં છે તે નથી આપતા ... ...ગોરક્ષાને તેઓ માનતા નથી જોકે ગોમાંસભક્ષણ નથી ... ...કરતા. તેઓ પુનર્જન્મ તથા મુક્તિને માને છે. વેદને કે બીજાં હિન્દુ શાસ્ત્રોને તેઓ વિશેષ માન આપતા નથી. તેમનો ધર્મગ્રન્થ ગુરૂઓની વાણી છે. તેનાથી બીજાં કોઇ શાસ્ત્રોને તેઓ ધર્મશાસ્ત્રો તરીકે નથી માનતા. તેઓમાં શરાબ અને તમાકુનો નિષેધ ગણ્યો છે.

શીખોનાં મંદિર ગુરૂદ્વારા નામે ઓળખાય છે. આ ગુરૂદ્વારામાં સુધારકોની માન્યતા પ્રમાણે આચાર મન્દ થયો છે ને તેમાં રહેલા મહન્તો ઘણીવેળા ધર્મરહિત પાખંડી હોય છે. કેટલાક ગુરૂદ્વારા ઐતિહાસિક છે. આવા બધા ગુરૂદ્વારાનો કબજો લેઇ લેવો તેને સુધારકો ઇષ્ટ માને છે. તેમાં ફેરફારો દાખલ કરવાની ને તે એક સમિતિની સત્તા તળે મૂકવાની આ હીલચાલ છે. કેટલાંક વર્ષો થયાં તે ચાલુ છે. તેમાં મોટા શીખો —જેવા કે સુન્દરસીંગ મજીઠીઆ— પણ સામેલ છે. અસહકાર પછી આ પ્રવૃત્તિએ વધારે ઉગ્ર રૂપ પકડયું છે. ગુરૂદ્વારાઓનો કબજો શીખોનાં મંડળો લેતાં જાય છે. આ મંડળો અકાલી જથા અથવા અકાલી દલને નામે ઓળખાય છે. આવાં દલો ઠેકઠેકાણે ફેલાઇ ગયાં છે, તેમનું મથક અમૃતસર છે. તેઓ ઉપર વર્ણવેલી પાંચ સંજ્ઞાઓ ધારણ કરનારા છે, એટલું જ નહિ પણ તેઓ કાળી પાઘડી બાંધે છે. કાળો પટો ખભે રાખે છે, ને સાથે ફરસીવાળી મોટી ડાંગ પણ રાખે છે. કોઇ કોઇની ડાંગમાં ફરસી નથી હોતી. આવી

ટુકડીઓમાંના પચાસ કે સો માણસો જઇ ગુરૂદ્વારાઓનો કબજો લે છે. તેઓનું કહેવું એવું છે કે આ ટુકડીઓનો ઇરાદો જબરદસ્તીથી કબજો લેવાનો નથી હોતો; પોતે માર ખાય છે પણ કોઇને મારતા નથી. આમ છતાં પચાસ કે વધારે માણસોના ટોળાનું ઉપર વર્ણવેલા રૂપે કોઇ જગ્યાએ જવું એ એક પ્રકારનો શસ્ત્રબળનો દેખાવ તો છે જ, ને તેથી ગુરૂદ્વારાના રખેવાળો ડરે એ સ્વાભાવિક છે.

આ પ્રકૃતિમાં જબરદસ્તીનો દેખાવ હોય યા ન હોય, પણ તેથી તેઓના મોટામાં મોટા ગુરૂદ્વારા અકાલી જથાના કબજામાં આવી ગયા છે અને તે કબજો લેતાં તેઓને લગભગ ૧૬૦ માણસો ખોવાં પડયાં છે.

તેમાંનો મુખ્ય મરો તેઓના સર્વથી શ્રેષ્ઠ ગુરૂદ્વારાનો કબજો લેવામાં થયો છે. આ ગુરૂદ્વારાનું નામ નાનકાના સાહેબ કહેવાય છે. તે લાહોરથી ૪૦ માઇલ છે. રેલવે સ્ટેશન પણ તે જ નામનું છે. આ ગુરૂદ્વારા ગુરૂ નાનક સાહેબની યાદીમાં સ્થપાયેલું છે. નાનકાનામાં એક નહિ પણ પાંચ ગુરૂદ્વારા છે. તેમાં એક એ જગ્યાએ છે કે જયાં ગુરૂ નાનકને સર્પે નિર્દોષ ભાવે પોતાની ફેણ પાથરી છાયા આપી હતી એમ કહેવાય છે. આ ગુરૂદ્વારાનો કબજો મહંત નારણદાસને હાથ હતો. એમ કહેવાય છે કે તે વિષયી હતો. ઉદાસી કહેવાતો છતાં તેણે એક બાઇને રાખેલી. તેની આવક વર્ષે પાંચ લાખ રૂપીઆની હશે એમ ગણાય છે. આ ગુરૂદ્વારાની ઉપર અકાલી દલની નજર હતી જ. તેમનો વિચાર ત્રીજી ચોથી માર્ચે કંઇક પગલું લેવાનો હતો. પણ સ્વ. સરદાર લછમનસિંગ

અને સ્વ. સરદાર દલીપસિંગ થોભી ન શક્યા. આ બન્ને સરદાર લખપતિ હતા. તેઓમાંના પહેલાએ નાનકાના સાહેબ જવાનો નિશ્ચય કર્યો. તેઓની સાથે લગભગ બસો માણસ હશે. સરદાર દલીપસિંગે સરદાર લચમનસિંગને વાર્યા. પણ તેમણે કહ્યું કે પ્રતિજ્ઞા લઇને નીકળ્યો છું કે 'મારે ગ્રન્થ-સાહેબની પાસે શીર ઝુકાવવું. તેમ કરતાં નસીબે મરવાનું હશે તો મરીશ.' આગલી રાતે સરદાર દલીપસિંગ મારી સાથે બીજા શીખ ભાઇઓની સમક્ષ વાતો કરતા હતા. મોત તેમને નાનકાના લઇ ગયું. સરદાર દલીપસિંગ મિત્રને એકલા કેમ જવા દે? તે પણ સાથે ચાલ્યા. તા. ૨૦મી ફેબરૂઆરી ને રવીવારનું પરોઢીઉં હતું. શીખ દલ આવી પહોંચ્યું.

નારણદાસને ગુરૂદ્વારા પર હુમલો થવાનો ભય કેટલાક માસથી હતો. તેણે તૈયારીઓ કરી રાખી હતી. હથિયાર, દારૂગોળો એકઠાં કર્યાં હતાં. આસપાસ કોટડીઓ બાંધી કોટ જેવી દીવાલ કરી મુકી હતી. કોટડીઓમાં બંદુકોના બાર કરવાનાં બાકોરાં કર્યાં હતાં. મુખ્ય દરવાજાને લોખંડનાં જાડાં પતરાં જડયાં હતાં. માંહે ગયેલો જીવતો ન આવી શકે ને દરવાજો બંધ હોય તો બહારનો એકાએક અંદર પ્રવેશ ન કરી શકે એવો બંદોબસ્ત કર્યો હતો. દેવળ કોટડીઓની હારોની લગભગ વચ્ચે છે. અંદર આરસ બીછાવેલ છે.

રવિવારે લછમનસિંગ અને તેની ટુકડીએ મંદિરમાં પ્રવેશ કર્યો. એમ કહેવાય છે કે તેમણે કેવળ દર્શન કરવાના જ હેતુથી પ્રવેશ કરેલો. તેમનો ઇરાદો આજે કબજો લેવાનો ન હતો.

નારણદાસ તો ભયભીત હતો. ગુન્હો સંઠ હોય છે. તે ગાંડો બન્યો હતો. અકાલી દલને પોતાના શત્રુ ગણતો હતો. લછમનસિંગે ગ્રન્થસાહેબની પાસે માથું ઝુકાવ્યું તે જ ઘડીએ નારણદાસના મારાઓએ ગોળીના બાર શરૂ કર્યા. મારાઓ કોટડીઓની અગાસી પર હતા એમ કહેવાય છે. ગ્રન્થસાહેબની ઉપર ને આરસની છત્રીના સ્તંભો ઉપર મેં ગોળીની નિશાનીઓ જોઇ.

લછમનસિંગ પડ્યા. કોઇ કહે છે તેમને ઘવાયેલા ને લોહીથી નીતરતા પણ જીવતા ઘસડી જવામાં આવ્યા. નજીકને ઝાડે બાંધ્યા ને બાળ્યા! બળેલું થડ તો મેં જોયું. લોહીના લીસોટા પણ જોયા.

બીજાઓએ છુપાવાની કોટડીઓ શોધી. કોઇ ક્યાં ને કોઈ ક્યાં એમ જીવ બચાવવા પ્રયત્ન કરવા લાગ્યા. પણ મહંત તો ગાંડો બન્યો હતો. તેની પાસે ખુનીઓ હતા. બધાને ઠાર મારવાનો નિશ્ચય કર્યો હતો. કોટડીઓમાં તે જ્યાં જ્યાં ભરાયા હતા ત્યાં ત્યાં આ સુધારક વીરોને માર્યા, અધમૂઆ કર્યા; પછી તેઓના હાથ કાન વગેરે કાપ્યાં! ક્ષણભર આ પવિત્ર ભુમિ પર મનુષ્ય રાક્ષસ બન્યો. તેણે ડાયરને આંજ્યો. આટલુંયે બસ ન હતું. કેમ જાણે પોતાની નિર્દયતાથી તે શરમાયો ન હોય અથવા પોતાનો એક માણસ મર્યો નથી એ શરમને ઢાંકવા માગતો ન હોય તેમ આ વિકરાળ મહંતે મુડદાંઓને ઘાસલેટ છાંટી બાળ્યાં! મન્દિરમાં પેઠેલો એક માણસ જીવતો બહાર ન જઇ શક્યો. અકાલી દલ તરફથી જોનારો સાક્ષી એક પણ હજુ તો નથી મળ્યો. દલીપસીંગ

બહાર રહી ગયેલા. કહેવાય છે કે તેમણે મહંતને સમજાવ્યો, વાર્યો. એ કંઇ વાર્યો વળવાનો હતો ? તેણે દલીપસીંગના પ્રાણ લીધા ને તેમને બહાર વળાવ્યા.

આમ ધર્મને અર્થે, ધર્મને નામે, દોઢસોથી વધારે શીખોએ પ્રાણ આપી ગુરૂદ્વારાની પોતાની માલીકી સિદ્ધ કરી.

મેં એક સરદારને પુછયું: 'તમે આ બલિદાનની કિંમત હિન્દુસ્તાનને સારૂ શી આંકો છો ?' તેમણે કહ્યું, 'આ બલિદાનથી કંઇ એકલા શીખોની તાકાત નથી વધી, આખા હિન્દુસ્તાનની વધી છે. પણ સ્વરાજ મળતા પહેલાં આવાં બલિદાન આપણને ઘણાંયે આપવાં પડે તો નવાઇ નથી. આ બલિદાને દુનિયાને બતાવ્યું છે કે હિન્દુસ્તાનમાં કેવા બળિયા માણસો પડયા છે.' આ સરદારની વાત ખરી છે.

મૌલાના અબુલ કલામ આઝાદ અને હું બન્ને જે દહાડે આ શહીદોને અગ્નિસંસ્કાર કરાતો હતો તે દહાડે એક શીખ સભામાં હાજર હતા. ત્યાં તેમણે એક વાકય ભારે કહ્યું: 'એક શીખ ગુરૂદ્વારાને દોઢસો શહીદોના રુધિરે શુદ્ધ કર્યો છે. હિન્દુસ્તાનરૂપી ગુરૂદ્વારાને શુદ્ધ કરવા સારૂ આપણે બ-ધાએ શહીદ થવું પડે તો શી નવાઇ છે ?'

આ ભાઇઓના ભોગને જરા તપાસીયે. જો તેઓએ ગુરૂ-દ્વારાનો કબજો બળનો દેખાવ કરી લેવા ધારેલો હોય તો તેમનો હેતુ શુદ્ધ હતો, પણ સાધન મલિન ગણાય. એમ છતાં તેઓ જ મૂઆ તેથી જગત્ તેમની બહાદુરીને તો હંમેશાં વખાણશે જ.

જો તેઓ કેવળ દર્શનના જ હેતુથી ગયા હોય પણ

પોતાનો બચાવ કરતાં મુઆ હોય તો પણ જગત્ તેમની બહાદુરીને સ્તુત્ય ગણશે ને તેમનાં સાધ્યનો વિષે શંકા નહિ કરાય. પણ જો તેઓ કેવળ દર્શનના હેતુથી ગયા હોય ને તેઓ મુંગે મ્હોડે હથિયાર હોવા છતાં તે ઉગામ્યા વિના મરણને ભેટયા હોય તો આધુનિક સમયમાં કોઇએ નથી બતાવ્યો એવો શાન્તિમય ક્ષાત્રબળનો દાખલો તેમણે જગતની આગળ રજુ કર્યો ગણાશે. એવું બન્યું હોય તો આ જમાનામાં કેવળ હિંદુસ્તાનમાં જ એ બની શકે. સંતોષજનક તો એ છે કે જે જે શીખોની સાથે મેં આ વિષે વાત કરી છે તેમાંના લગભગ અપવાદ વિના દરેકને મેં એમજ માનનારા જોયા કે આ દોઢસો વીરો દર્શન ખાતર જ ગયેલા ને હથિયાર ઉગામી શકે તેવી સ્થિતિ હતી છતાં તેઓ શાન્તિથી જ કામ લેવાની પ્રતિજ્ઞા કરી ગયેલા તેથી હથિયાર ખેંચ્યા વિના મુઆ.

આ વાત ખરેખર હોય તો અહિંસાત્મક અસહકારનો આ સંપુર્ણ દાખલો છે ને મારી દૃઢ માન્યતા છે કે તેની અસર સ્વરાજની પ્રવૃત્તિ ઉપર ભારે પડવાની છે.

આ ખબર સરકારને લાહોરમાં મળતાં ટ્રેનથી લશ્કર મોકલ્યું ને મહંતને તથા તેના જે સાથીઓ ગુરૂદ્વારામાં હાથ આવ્યા તેમને પકડી કેદ કર્યા. બીજે કે ત્રીજે દહાડે ગુરૂદ્વારાનો કબજો અકાલી દલની કમિટીને સોંપ્યો. છતાં શીખ ભાઇઓને સરકારનો વિશ્વાસ નથી. તેઓ માને છે કે મહંતની તૈયારીયો સરકારના અમલદારોની જાણ બહાર ન હોઇ શકે. પણ આ સ્થળે હું સરકારનો દોષ વિચારવા નથી

માગતો.

આપણને આમાંથી શી શીખામણ મળે છે એ જ જોવાની જરૂર છે: આપણે મરીને આપણી તાકાત એટલી વધારી શકીયે છીયે કે તેની સીમા નથી બાંધી શકતા. જો શીખોએ મહંતને અને તેના સાથીઓને મારી નાંખ્યા હત અથવા તે-ઓને ઇજા કરી હત, અગર તો બન્ને પક્ષના ૨૦૦ મુઆ હત, તો આજે જે જોર અકાલી દલમાં આવ્યું છે તે કદી ન આવત. જો કે મુઆ છે શીખ, છતાં ડરી રહ્યા છે મહંતો અને બીજાઓ, જેઓના કબજામાં ગુરૂદ્વારા રહ્યા છે ને જેઓ તેનો કબજો પોતાના સ્વાર્થને સારૂ ટકાવી રાખવા માગે છે તે. આ તેમની જીતને અવસરે જો શીખ ભાઇઓ આવેશમાં ભાન ભુલે તો કમાયેલું ગુમાવી બેસે ને કોમ નિસ્તેજ થાય એવો ભય રહ્યો છે એમ ઘણા ડાહ્યા શીખો સમજે છે.

નવજીવન.

---

# આયર્લેંડનો યજ્ઞ.

ના. વાઇસરોય સાહેબે આયર્લેંડનો દાખલો આપણા મ્હોં ઉપર ફેંક્યો છે. એ વીર જાતીની સ્વાતંત્ર્યસાધના પર પણ આપણે જરાવાર વિચાર કરીયે. હું વાચકને મારી જોડે જ મનાવવા ઇચ્છું છું કે અત્યારે આયર્લેન્ડને જે સ્વાતંત્ર્ય

મળ્યાનું જણાય છે તે આયરિશ પ્રજાએ સામાનું જે લોહી રેડ્યું છે તેને પરિણામે નહિ, પણ તેણે પોતે પોતાનું જ રોમબંધ લોહી સ્વતન્ત્રતાની કિંમત તરીકે રાજી થઇને આપ્યું તેને જ પ્રતાપે મળ્યુ છે. અને ઇગ્લંડે પણ કહેવાતા અન્તઃ-કરણે આજે જે કંઇ આપવા કાઢયું છે તે પોતાનાં થોડાક વધૂ માણસો ખોવાં પડે એ બીકે નહી, પણ સ્વતન્ત્રતાને બીજી કોઇ પણ વસ્તુ કરતાં પ્યારી સમજનારી એક વીર પ્રજા પર હવે વધુ વખત ત્રાસ અને કેર વર્તાવવામાં રહેલી શરમને લીધે જ છે, એ નિઃસંદેહ છે. આયરિશ પ્રજાની કુરબાની જ આ ગ્રામાખાનીમાં સર્વોપરી નીવડી છે.

બોઅર પ્રજાના મરહુમ પ્રેસિડન્ટ ક્રુગરે જ્યારે પોતાના બોબા જેટલા બીન તાલીમના દેશભાઇઓના બળ ઉપર બ્રિટિશ સલ્તનતને નોટિસ મોકલી ત્યારે તેણે કહેલું કે ' હું આખી દુનીયાને દંગ કરી મેલીશ. ' એની મતલબ એ હતી કે હું એકે એક બોઅર સ્ત્રી, પુરૂષ અને બાળકની તમને ભેટ ચડા-વીશ અને એક પણ બોઅર દીલને, નમાવવાને સારૂ, રહેવા નહિ દઉં અને બોઅર શહીદોનાં લોહીથી છબછબતી એ ઉજડ વેરાન દક્ષિણ આફ્રિકાની ભૂમી અંગ્રેજોને મનમાન્યું રગડવાને સારૂ મોકળી મૂકીશ.

જ્યારે ઇંગ્લાંડ જુદા જુદા બોઅર પ્રદેશોને ચોમેરથી ઘેરા ઘાલી વચ્ચે ઘેરાયેલાં બોઅર સ્ત્રી પુરૂષ બાળકોને પોતાના બરડામાં લઇ માખીઓની પેરે મારી મારીને થાક્યું અને જ્યારે બોઅરોએ પોતાના લોહીની એટલીતો ઉજાણીઓ પર ઉજાણી-ઓ આપી કે ઇંગ્લેન્ડનું ગળું આવી ગયું, ત્યારે તે નમ્યું.

એ જ રીતે આયર્લેંડ પણ આજે પચ્ચીસોનાં વરસ થયાં પોતાની કુરબાનીઓથી દુનીયાને દંગ કરી રહ્યું છે. અને આજે ઇંગ્લેન્ડ નમ્યું છે તે પણ જ્યારે હજારો આયરિશ નસોમાંથી ઉકળતી લોહીની છોળો તેનાથી ઉખી ન ખમાઇ ત્યારે. મારી તો ખાતરી છે કે આપણને પણ કાયદાની બારીકીઓ, ન્યાયના સિદ્ધાન્તોની ચર્ચાઓ અગર તો કાઉન્સિલો કે ધારાસભાઓના ઠરાવોથી કશું જ મળવાનું નથી. દક્ષિણ આફ્રિકાને અને આયર્લેંડને કરવું પડયું તેમ આપણે પણ આપણાં બલીદાનથી અને કુરબાનીઓથી દુનિયાને દંગ કરી મેલવી પડશે. તફાવત એટલો જ છે કે અસહકારીઓ ઉપલી બે જાતના જીવન્ત ઇતિહાસથી સામાનું લોહી રેડયા વગર માત્ર પોતીકું જ લોહી આપી દેવાની કળા શીખી રહ્યા છે. જો તેઓ આટલું જ કરી શકશે તો થોડા દિવસની અંદર અગર તો થોડા માસમાં તેઓ સ્વરાજ લઇને બેસી જશે.

જો તેઓ ગુલામી ભર્યું અનુકરણ કરીને દક્ષિણ આફ્રિકા કે આયર્લેન્ડની નરી નકલ જ કરવા નીકળશે તો તે પછી માત્ર ઇશ્વર જ એક હિન્દુસ્તાનનો તારણહાર છે! એ રસ્તે તો પછી આ પેઢી દરમિયાન સ્વરાજની આશાને વીંટીજ મુકવી. અને હું એ પણ જાણું છું કે મૉન્ટેગ્યુ સાહેબે આપવા કાઢેલું સ્વરાજ પણ—તેમના હેતુઓ ગમે તેવા શુદ્ધ અને નિખાલસ હો—આવું જ અને જાળ સમાન નીવડવાનું. ધારાસભાઓ કંઇ શુરવીરો પકવવાનાં કારખાનાં નથી, અને જેની પાછળ રક્ષા કરનારા શુરવીરો ઉભા નથી તે સ્વાતન્ત્ર્ય પણ એરી હવા જેવું છે.

નવજીવન.

# હક સાહેબ.

હક સાહેબને વિષે આરંભમાં હું કાંઇક કહી ગયો. તેમને મેં આ વખતે જોયા તે કાંઇ નવા જેવાજ જોયા. ગઇ વખતે જોયા ત્યારનું તેમનું ચિત્ર મેં મારા તે વેળાના પત્રમાં આપ્યું હતું. આ વેળાનું ચિત્ર પણ એટલું જ આપવા જેવું છે. સીધી સટ ભાષામાં કહું તો તેમને મેં ખુબ જાડા થયેલા જોયા. તેમના ગાલ ભરેલા હતા, તેના ઉપર કાંઇક ઓર જ લાલી હતી, તેમનું ચપકન—અંગરખું તુટું તુટું કરી રહેલું હતું. મેં કહ્યું, તમે તો ખરેજ આ વખતે ખહુ જ મારયા છો'. તેમણે હસીને કહ્યું 'ન માતું? કેટલી સ્વતંત્રતા, ગંગાનો કિનારો અને મારા વ્હાલા વિદ્યાર્થીઓનો સહવાસ! એ વિદ્યાર્થીઓને ખીલતા જોઇને હું ખીલું છું.' આ વિદ્યાર્થીઓનું જીવન જોવા અમે ગાંધીજીના મૌનવારે — સોમવારે સદાકત આશ્રમે ગયા વિદ્યાર્થીઓ કલ્લોલ કરતા હતા. ગામડાના લોકો તો ત્યાં 'ગાંધીજીનો આશ્રમ નીકળ્યો છે કહી ઉભરાય છે જ. તેમની સાથે તેઓ ભળી ગયા છે. ગામડીઆઓ આવે છે તેની સાથે ટોળું વળી આ વિદ્યાર્થીઓ પખાજ મંજીરાં સાથે રામ-ધુણ લલકારે છે, અને તેમને જોઇને હક સાહેબની છાતી ઉંચી આવે છે. આઠ દસ કલાક તેઓ રેંટીયા બનાવવાના કાર્યમાં અને ઉદ્યોગગૃહ બાંધવાના કાર્યમાં આપે છે. અને સાંજે એકઠા થાય છે ત્યાં રામાયણવાચન પછી હક સાહેબ તેમની આગળ દિવસની હકીકતો ઉપર વિવેચન કરે છે. તેઓ પૂછપરછ કરે છે અને એકાદ બે કલાક સુધી આ જ્ઞાનગોષ્ઠી

ચાલે છે. અને તેઓ શું ખાય છે? મને જરા તાજુબી થઇ. સોમવારે હક સાહેબ સાથે જમ્યો. જાડા ચોખા અને દાળ શાક ખાધા પછી હક સાહેબને મેં પુછ્યું, 'આવુંજ તમે હમેશ ખાવ છો શું ?' તેમણે માગી મશ્કરી કરી કહ્યું, 'ભાઇ આ સિકંદર મંઝિલ છે શું કે જ્યાં ગમે તેટલાં શાકો થાય અને ગમે તેટલાં જમી જાય?' એ જ ખોરાક વિદ્યાર્થીઓ ખાય છે એમ તેમણે મને કહ્યું અને ઉમેર્યું, 'મિત્ર, હું હિંદુઓને વટાળવા બેઠો છું એમ લોકોને ન થાય તે ખાતર હું એમની સાથે નથી જમતો,' સાંજે હું વિદ્યાર્થીઓની સાથે જમ્યો. વિદ્યાર્થીઓની સાથે પણ એ જ ખોરાક. વિદ્યાર્થીઓને મેં પુછ્યું, 'તમને ખર્ચ શો આવે છે.?' તો તેમણે કહ્યું 'પોણાઆઠ કે આઠ રૂપીયા.' હિંદુસ્તાનમાં સામાન્ય રીતે દસ રૂપીયાથી ઓછે ન ખવાય—એ ત્રણ રૂપીયે ચલાવનારા માણસ છે એ મને ખબર ન હતી એમ નહિ—એ મારી ભ્રાન્તિ આ વિદ્યાર્થીઓએ ટાળી. દુધ ઘી એઓ ભાગ્યેજ લે છે, એમને પૂછ્યું, 'તમારી તબીયત આ ખોરાકે સારી રહે છે'? હક સાહેબના મુખની ગુલાબી સુરખી જોવા છતાં મેં આ પ્રશ્ન કરવાની ધૃષ્ટતા કરી. મને પણ દબાવનારો જ ઉતર મળ્યો, 'અત્યાર સુધી તો તબીયત નથી બગડી. પછી હરિને ખબર.' આ આશ્રમમાં અપરિગ્રહ અને અસ્તેય વ્રતનું પાલન મેં જોવું જોયું તેવું ભાગ્યે જ ક્યાંયે જોયું હશે. આ વિદ્યાર્થીઓનું એ બન્ને વ્રતના પાલનનું દેશ અનુકરણ કરશે?

મહાદેવ દેસાઇ.

# રાષ્ટ્રિય ધ્વજ સંગ્રામ.

મહાત્માજી ગાંધીજીએ કલકત્તા મહાસભામાં આ આસુરી રાજસત્તા સ્હામે ધર્મયુદ્ધનો મોરચો રચ્યો. અહિંસાત્મક અ-સહકારના શસ્ત્રબળે કરી દુશ્મનને સર કરવાની તાકાદનો તેમણે પહેલો ત્યાંજ ઉપદેશ કર્યો. અને નાગપુરની મહાસભામાં એ બીજા કૃષ્ણની વાંસળીનો નાદ સાંભળી દોડી આવેલા ૫૦૦૦૦ હિન્દી ભાઇ–બ્હેનોને એ શસ્ત્ર મ્યાન બહાર કાઢી–નગ્ન કરી ચાર ચળકતી ધારો પ્રત્યક્ષ બતાવી. લોકો અંજાયા–લોભાયા પ્રજાને આમ યુદ્ધને ચાળે ચઢાવી, એ સંત–સેનાપતિ પોતાના સૈન્યને કયા રણક્ષેત્રમાં ખડુ કરવા ધારતો હતો, તે તો તેનો આત્મા કે પરમાત્માજ જાણતો હશે. સમસ્ત હિંદી પ્રજા એક થાય, તેમનામાં કાંઇક બળ આવે, કાંઇક શુરાતન ચઢે, કાંઇક ત્યાગ–ભોગની વૃત્તિ ખીલે–કે તરતજ કાયદાના સવિનયભંગનું વધારે પાણીદાર હથિઆર રજુ કરવાની કલ્પના એ સત્યાગ્રહી સરદારના મગજમાં રમીજ રહી હતી. પણ હિન્દના ભાવિમાં એ દાવ ખેલવાનું મૂહૂર્ત નહોતું યોજાયું. ચોરાચૌરીના હત્યા-કાંડે એ બાજી અસ્તવ્યસ્ત કરી નાંખી; અને હિંદનો ઉદય–સૂર્ય પાછો વાદળી પાછળ ઢંકાઇ ગયો.

આટલું છતાં લગભગ બે વર્ષ સુધી જે રણવાજીંત્રો વાગ્યા તેણે શુરવીરોના હૃદયના તાર ખખડાવી મૂક્યા. રાજકીય જીવનમાં કાંઇ અજબ પ્રગતિ આવી અને સ્વાતંત્ર્યતાની આશાનું વાતાવરણ ઉત્પન્ન થયું. અને તેનાં આન્દોલનોથી

આખો ભરતખંડ હચમચી રહ્યો. પરિણામે પ્રાન્તિક ખંડ ઉઠયા. પંજાબમાં શુરા શિખ–અકાલીઓએ ધર્મયુદ્ધ માંડયું અને એ જગવિખ્યાત શુરા લઢવૈયાઓએ સમસ્ત જગતને સત્યાગ્રહ સંગ્રામની સફળતા સાબીત કરી બતાવી. બંગાળ અને સંયુક્ત પ્રાંતમાં હજારો સ્વયંસેવકોએ ત્યાગ, ભોગ અને તાકાદનો પુરાવો રજુ કર્યો. અને આજ નાગપુરે સમસ્ત તેત્રીસકરોડના હક્ક સ્થાપનનો અને માન પ્રતિપાદન કરવાનો રાષ્ટ્રિય ધ્વજ સંગ્રામ માંડી વિજય મેળવ્યો.

નાગપુરનો આ વિગ્રહ તે જબલપૂર રાષ્ટ્રિય ધ્વજની લડતની ચીંગારી હતી. ત્યાંના Town Hall નગર મન્દિર ઉપર રાષ્ટ્રિય ધ્વજ ચઢાવવો અને સદાને માટે ફરકાવતો રાખવો તેનો જબલપુરના નગરમંડળના સભ્યોની હિમ્મત અને તાકાદ ઉપર આધાર હતો. છતાં પણ રાષ્ટ્રિય ધ્વજના સ્વમાનની અંતરમાં અતિ ઉંડી લાગણી ભર્યા પંડિત સુંદરલાલ અને તેમના કેટલાક સાથીઓ જેલમાં ગયા, અને ત્યાંની લડત તેટલેથી વીરામી.

" Forget and Forgive " આ મહાન નીતિસૂત્રનું કોઇ કોઇ પ્રસંગે પાલન નથી થઇ શકતું. પેલી અમૃતસરની કારમી કતલ નથી ભુલાતી તે નથીજ ભુલાતી. મહાસભા સમિતિના ફરમાન મૂજબ જલીઆનવાલા બાગના એ કરૂણ અને ત્રાસજનક બનાવોને યાદ કરી આપણા એ નિર્દોષ બાધુઓની આત્મશાન્તિ અર્થે તા. ૧૨ મી એપ્રીલના રોજ પ્રાર્થના કરવાનીહતી. હિંદમાં ગામેગામે તેદિવસ પુરી ગંભીરતા અને શાન્તિ-પૂર્વક ઉજવાયો. નાગપૂરમાં તે દિવસે જાહેર કરવામાં આવેલું

તે મુજબ રાષ્ટ્રિય ધ્વજ સાથેનું એક સરઘસ બીજે દીવસે કાઢવામાં આવ્યું. સરકારે આ સરઘસને સભ્ય વસતિ જ્યાં માત્ર યુરોપીઅનોના બંગલા અને સરકારી ઓફીસો આવેલાં છે, તે માર્ગે જતું અટકાવ્યું અને છ આગેવાનોને પરહેજ કર્યા. તે પળથી જાહેર રસ્તાઓ ઉપરથી સરઘસ લઇ જવાના હક્કનો અને રાષ્ટ્રિયધ્વજના માનનો પ્રશ્ન ઊભો થયો. બાદ તા. ૩૦ મી એપ્રીલના રોજ એક પત્રિકાદ્વારા જાહેર કરવામાં આવ્યું કે તા. ૧લી મે ના રોજ એક સરઘસ શહેરમાંથી નીકળી જીલ્લા કચેરીના મકાન પાસે થઇ સદરમાં જશે. વર્ધા નિવાસી શેઠ જમનાલાલ બજાજ તે દિવસથી નાગપૂરના કાર્યકર્તાઓ સાથે ભળ્યા અને લડતની સરદારી લેવા બહાર પડ્યા તા. ૧ લી નું સરઘસ યોજેલા માર્ગે જવાને બદલે તળ સભ્ય વસતિને રસ્તે સિધું ચાલ્યું, અને ત્યાં ડેપ્યુટી કમીશનર ક્રિ૦ પ્રો૦કોડની ૧૪૪ મી કલમના શસ્ત્ર સાથે રંગભૂમિ ઉપર પ્રકટ થયો. તેણે સમાધાની ખાતર જીલ્લા કચેરીના દરવાજા ઉઘાડી તેના ચોગાનમાં થઇને સરઘસને પસાર થવા દેવાનો વચલો રસ્તો કાઢયો. અને એ રીતે તે દિવસના અંક ઉપર પડદો પાડવામાં આવ્યો. સરઘસ તે પ્રસંગે વચલે રસ્તે થઇ પસાર થઇ ગયું પણ ૧૪૪ નો મનાઇહુકમ ઉભો રહ્યો, અને ત્યારથી જાહેર રસ્તા ઉપરથી સરઘસ લઇ જવાના હક્કના અને રાષ્ટ્રિય ધ્વજની પ્રતિષ્ઠા માટેના સત્યાગ્રહ સંગ્રામનું મંડાણ થયું.

તા. ૧ લી મે ના રોજ લડતનું આવ્હાન મોકલવામાં આવ્યું અને સાયાગ્રહસંગ્રામ શરૂથયો. જેમ જેમ દિવસ વીતતા ગયા તેમતેમ લડત પાકું સ્વરૂપ પકડતી ગઇ. શ્રી. મોહનલાલ પંડયાની

સરદારી હેઠળ ખેડાજીલ્લાના સૈન્યનો તા. ૧૪મી જુનનો રોજ જે હલ્લો થયો, તેથી અને ત્યારથી લડતમાં સાચી ગરિમા મૂકાયો. સરકાર પણ હપ્તે હપ્તે સજાની મુદત વધારતી ગઇ તેણે બે-ત્રણ વખત જબરા આંચકા માર્યા, પણ પ્રજા-બળ નરમ પડવાને બદલે વધારે સતેજ થતુ ગયું. ખેડા જીલ્લાના સૈનિકોની ભરતીથી જે અસાધારણ ઉત્સાહનું આન્દોલન પ્રવર્તિ રહ્યુ હતું, તે દાબી દેવા જૂનની ૧૭મી ૧૮મીએ સરકારે પાકી સાધના કરી. સત્તરમીની સાંજ અને અઢારમીની સ્હવારના બનાવો નાગપુરના ઇતિહાસમાં અપુર્વ રસપુરતી કરશે. આગલી રાત્રે શેઠ જમનાલાલજી અને સત્યાગ્રહ સમિતિના બીજા ત્રણ આગેવાનોને ગીરફતાર કરી દીધા અને બીજી સ્હવારમાં અઢીસો સૈનિકો ઉપર છુપો હલ્લો કરી, સુતા પકડી લેવામાં આવ્યા. પરોઢના ત્રણ વાગે સૈનિકોની છાવણીઓ ઘેરવામાં આવી, અને મ્હોટે પરોઢીએ સમાચાર વીજળી વેગે આખા નગરમાં પ્રસરી ગયા. સ્હવારનો સમય અને તેમાં વળી આવા અચિન્તા ચોંકાવનારા સમાચાર! શહેર આખું કલાકેક તો સ્તબ્ધ બની ગયું. સૌ સૌના ઘરમાં કાંઇક ભય અને કાંઇક તિરસ્કારની લાગણી ભર્યા શીઆવીઆ બેસી રહ્યા. પણ સમાચાર જેવા વીજળી વેગે આવ્યા તેટલીજ ઝડપે તેની અસર ઊડી ગઇ, પાછું શહેર ચેતનવંત દેખાયું. અને જેમ સમય વીતતો ગયો તેમ લોકોની જીજ્ઞાસાવૃત્તિ સતેજ થતી ગઇ. મોટર લારીઓ ભરીભરીને સ્વયંસેવકોને લઇ જવાની ક્રિયા શરૂ થઇ, અને લગભગ બપોરના બાર વાગે છેલ્લા હલ્લા વખતે શહેરકોટવાલી પાસે કાંઇ નહિ તો દશહજારની મેદની જામી હશે. ચોકી-

. મોચી, તાઇ-તંબોળીથી માંડીને મોટી મોટી પેઢીઓએ તે દિવસે દુકાનો ન માંડી તે નજ માંડી. આખો દિવસ સખત હડતાલ રહી. આમ ઓચીંતા છાપાથી પ્રજા ડરશે, ડગશે અને અને સત્યાગ્રહ બંધ થશે; સરકારની એ ધારણા ધૂળમાં મળી ગઈ. સત્યાગ્રહ તો તે દિવસે પણ ચાલુજ રહ્યો. અને 'ઝંડા ચુલ'ના નાકે એની એ મેદની, એના એ રાષ્ટ્રિય ધ્વજ ફરકાવતા સૈનિકો અને એનાં એ 'નહિ નમશે નહિ નમશે નીશાન ભૂમિ ભારતનું'નાં રાષ્ટ્રિય ગીતોનાં ગાન ચાલુ રહ્યાં. આથી મધ્યપ્રાન્તના રાજદ્વારીઓને બીજો દાવ ખેલવાની જરૂર પડી. સત્યાગ્રહમાં ભાગ લેવા આવનાર બીજા પ્રાન્તના સૈનિકોને સ્ટેશને ઉપરજ બારોબાર પકડી લઇ, પોતાને વિષે સન્તોષકારક માહિતી નહિ આપનાર-રખડેતા-ની કલમ લાગુ કરી એકએક વર્ષની સજા ઠોકવા માંડી. આ રખડેલ બામ્ટાઓમાં આખા મધ્યપ્રાન્તમાં નથી તેવો એક લંડનની ડિગ્રી ધરાવનાર દંતવૈદ્ય, Dentist કેટલાક એમ. બી. એ અને કેટલાક સરકારની ઊંચી કેળવણી પામેલા દાક્ટરો અને ગ્રેજ્યુએટોનો સમાવેશ થઇ જાય છે. સરકારને વાર્ષિક ત્રણ હજારનું જમીન મહેસુલ ભરનાર પણ બામટો અને વાર્ષિક મોટી મોટી રકમના ઇન્કમટેક્ષ ભરનાર પણ ૧૦૯ કલમ મુજબનો રખડેલો ઠરાવવામાં આવ્યો. ત્યારપછી સજાની મુદત વધારી. સ્ટેશન ઉપર પકડયા, પગ રસ્તા આંતરી લીધા, કેટલાંક સ્ટેશનેથી નાગપૂર આવવાની ટીકીટો બંધ કરી, મધ્ય પ્રાન્તની મુખ્ય મુખ્ય કોન્ગ્રેસ કમીટીના કાર્યકર્તાઓને હરકોઇ બહાને પકડી લેવામાં આવ્યા. આટલા આટલા ઉધામા અને પ્રયાસો છતાં

લડતનો વેગ બીલકુલ નરમ નજ પડયો. ધારાસભાની બેઠકના દિવસો નજીક આવતા ગયા, તેમ તેમ અધિકારી વર્ગની અકળામણ વધી. તા. ૨૨મી જુલાઇના રોજ ત્રણ મુખ્ય આગેવાન કાર્યકર્તાઓને પકડી લેવામાં આવ્યા. અને સૈનિકો ઉપર હવે આ આવ્યો — આ આવ્યો — એમ પળે પળે ભણકારા વાગી રહ્યા હતા. તેજ દીવસે ગુજરાત પ્રાન્તિક સમિતિના સુબા શ્રી. વલ્લવભાઇએ લડતની સરદારી લીધી. અને હાથથી જતી બાજી પલટાવી લડત ધડાકા બંધ ચાલુ રહી. અને તા. ૬ઠી ઓગસ્ટ પહેલાં સત્યાગ્રહ સંગ્રામ સમિતિને તાળુ વાસવાની અધિકારીઓની ઉમેદ બર આવી નહિ. પણ ઉપરથી પ્રાંતપ્રાંતના સૈનિકો ઉલટભેર ઉલટી આવ્યા, અને લડત પાકી રંગ ઉપર આવી. એક જબરજસ્ત સલ્તનતના રાજતંત્રના આટલા બળ સ્હામે સત્યાગ્રહ ચાલુજ રહ્યો અને શ્રીયુત્ વલ્લભભાઇના શબ્દોમાં "સત્ય, અહિંસા અને તપનો" પરમ પૂજ્ય બાપુજીના કારાવાસના પુણ્ય દીને સત્યાગ્રહ સંગ્રામનો વિજય થયો.

જુદા જુદા સ્વભાવના, તેમાં કેટલાક ધનાઢ્ય વેપારીઓ, ધુરંધર વકીલો, દાકટરો અને સરકાર જેને ઊંચી કેળવણી કહે છે, તેવી ઊંચી કેળવણી પામેલા, રાજકીય પ્રવૃત્તિમાં આગેવાની ભર્યો ભાગ લેનારાઓ પૈકીનાઊંચું માનદ પદ ધરાવનારા—મહાસભા સમિતિના સભાસદો—એવા એવા સત-રશો સૈનિકોએ મધ્યપ્રાન્તની જેલોને સ્વરાજ્ય આશ્રમમાં પલટાવી નાંખી.

જેલમાં ઓછામાં ઓછું પહેરવાનું, તદ્દન નહિ જેવું ખો-

દવા-ચાથરવાનું, શરીર ટકી રહે તેટલા પુરતું ખાવાનું અને તે પણ અસ્વચ્છ અને કાચું, અમુક સમયે સૂવાનું, વખતસર ઉઠવાનું, મુકરર સમયમાં જ હાજતોથી પરવારી લેવાનું, આ બધું ઉપરાંત દિવસના સતત્ સખત મજૂરીવાળાં કામો કરવાનાં. કેટલું ઇંદ્રિય દમન, કેટલો મનોનિગ્રહ અને કેવો આત્મસંયમ? વ્યસનીઓનાં વ્યસન છુટે, જીભ્યા રસવાળાનાં સ્વાદ સુકાઇ જાય, આળસુ અને એદીની સુસ્તિ ઉડી જાય, મન અને ઇંદ્રિઓ ઉપર કાબુ આવે. જ્યાં આવી ઉત્તમ તાલીમ મળે તેને જેલ કેમ કહેવાય? ગુજરાતીઓ હિન્દી શીખે. અને બંગાળી, બિહારી અને મદ્રાસી ગુજરાતી ભાષાનો અભ્યાસ કરે; સત્યાગ્રહી ભાઇઓ આજ કહે છે કે અમે તો ત્યાં સ્વરાજ્ય આશ્રમ સ્થપાયું છે તેમાં શું ખોટું?

આ આખું નાટક કેવળ દેશભક્તિ અને ત્યાગ વૈરાગ્ય કે નીતિના સિદ્ધાન્તોથી સમાપ્ત થાય છે, એમ નથી. તેમાં કરૂણા અને હાસ્યના પ્રસંગો પણ ખૂબ છે. તે માટે તો થોડાક દાખલાજ આપવા પડશે.

બિહારનો એક વીસ વર્ષનો આશા અને ઉમેદો ભર્યો એક નવજુવાન સાત આઠ દીવસની માંદગી ભોગવી સ્વર્ગવાસ પામ્યો. તરૂણ બાળ વીધવા, વૃદ્ધ માતાપીતા, કિશોર વયનો ન્હાનો ભાઇ મૂકી નાગપૂર જેલમાં પ્રાણ ત્યાગી પ્રભુના દરબારમાં હિન્દીઓના દુઃખની દાદ લઇ ચાલતો થયો. એ સૈનિક આ ફાની દુનિયાનો માત્ર બેજ કલાકનો મ્હેમાન હતો, ત્યારે એક અધિકારીએ કહ્યું: માફી માગી ઘેર જવું હોય તો તેમ કરવાની તને છુટ છે. પણ એ છેલ્લા પ્રાણ હોતો સૈનિક

શું કહે છે? માફી માગી ઘેર જવા કરતાં, ભલે મારો દેહ અહિંજ પડે. ધન્ય છે તે અભણ, ભોળા કિસાન યુવકને. યુદ્ધના કેદીનો દેહ જેલમાંજ પડયો. અને એક સૈનિકને છાજે, તેટલાં પૂરાં માન અને ગંભીરતા પૂર્વક તેના શબને નાગપૂરના ચોરાચૌટા વચ્ચે થઇને ફુલોના વરસતા વરસાદમાં નાગ નદીને કિનારે હિન્દુ ધર્મની પૂર્ણ વીધીસર અગ્નિસંસ્કાર માટે લઇ ગયા. અને તેનો પવિત્ર સ્થુલ દેહ બિહારના પ્રાન્તિક સરદાર — બાબુ રાજેન્દ્રપ્રસાદ — ના હાથે અગ્નિ સંસ્કાર પામ્યો. નાગપુર નગરવાસીઓના વૃદ્ધ જનોનો તે પુત્ર ન હોતો, યુવાન નર–નારીઓનો તે સગો સહોદર નહોતો, કે બાળકોનો પિતા થવાને તે ઉમ્મર લાયક નહોતો, પણ એ શેરીઓ અને રસ્તાના લોકોને કલ્પાન્ત કરતાં અને આંસુ ઢાળતાં જેમણે જોયાં છે, તે હૃદયદ્રાવક દૃશ્ય અને સ્મરણ નહિ ભુલાય, તે નહિંજ ભુલાય. પ્રભુ તેના અમર આત્માને શાંતિ આપો.

હવેના દાખલા કાંઇક જૂદાજ સ્વરૂપના છે. અમુક બે ભાઇઓથી જેલના અધિકારીઓ થાકયા, ત્રાસ્યા અને હાર્યા. તેમના વર્તનમાં એવું શું હશે? એમ સહજ જીજ્ઞાસા થાય, એ સ્વભાવિક છે. એક ભાઇ કહે છે કે મારે મારા પોતાના કાંતેલા સૂતરનાં કપડાં પહેરવાની પ્રતિજ્ઞા છે. જેલમાં આ પ્રતિજ્ઞા કેમ પળે? ત્યાં તો જેલનાં કપડાં હોય. મહાત્માજીને કોઇએ આ પ્રશ્ન પુછેલો. અને તેમણે ખુલાસો પણ આપેલો કે જેલમાં ગયા પછી જેલના તમામ નિયમનું યથાર્થ પાલન કરવું એમાં પણ સત્યાગ્રહ છે,......વગેરે. છતાં આ ભાઇએ જીદ પકડી. શુદ્ધ ખાદીનાં કપડાં ન મળ્યાં. એટલે દિગંબર

સ્વરૂપે રહેવાનું પસંદ કર્યું. અન્ન જળનો ત્યાગ કર્યો. કોઇ-વાર મ્હોટા સાદે ગાઇને તો કોઇવાર બરાડા પાડી જય બો-લાવી રાત્રીના સમયે જેલની ગંભીર શાંતિનો વારંવાર ભંગ કર્યો. અધિકારી કે બીજા જેલીભાઇઓ સમજાવીને થાક્યા. પણ એ બધા પ્રયાસો મિથ્યા ગયા. અને આજ કેટલાય દિવસથી લાંઘા ખેંચે છે. સાંભળવા પ્રમાણે બળજોરથી દુધ પાવામાં આવે છે.

એક બીજા ભાઇની પ્રતિજ્ઞા તો તેથી પણ વધારે આકરી કહેવાય. તેમને જેલની કોઇ વસ્તુ ન ખપે. કેમકે તેનો માલીક દુશ્મન છે. જેલમાં તેમની શી વલે થાય? જેલના દરવાજામાં પેસતાંજ માંખ છીંકી. કપડાં, વાસણ અને ખોરાક આ ત્રણે તેમને ન ખપે. કરવું શું? જેલમાં પગ મુકતાની સાથે અન્ન-જળ ત્યાગી શરીરદમન શરૂ કર્યું. અધિકારીઓ અને આગે-વાન જેલીભાઇઓએ પાંચ-સાત દિવસે વચલો રસ્તો કહાડયો. એક ગૃહસ્થે જેલનાં કપડાંની કીંમત આપી, ખોરાક માટે પૈસા ભર્યા અને એક બીજા ગૃહસ્થ ખાસ વર્ગમાં હતા, તે-મની પાસેનાં વાળસ અપાવ્યાં. હવે રસોઇ જાતે કરવી જોઇએ તેની ભાંજગડ ઉભી થઇ. એટલે છ-સાત લાંઘા! વળી પાછો રસ્તો કાઢવામાં આવ્યો કે ખાસ વર્ગમાં પાંચ-છ ગૃહસ્થો છે. તેમની રસોઇ પેલા હઠયોગી ભાઇએ કરવી અને તેઓ પોતે પણ ત્યાં જમે. આટલું છતાં ન માનશો કે ભાંજગડ પતી ગઇ છે. હજી તો એક વાંધો ઉભો છે. પથારી જેલની! પથારી એટલે એક ચટાઇ જેવું પાથરવાનું અને એક કે બે કામળ ઓઢવાની તેનું શું? તે તો જેલનાં રહ્યાં. જયારે આ

જાઇને તો ઘરનાં જોઇએ. કોઇને સંદેહ રહેશે કે જ્યાં સુધી આ બાબતનું સમાધાન ન થયું ત્યાં સુધી એ ભાઇ શું કરતા હશે? તેના ખુલાસામાં મારે જણાવવું જોઇએ કે જ્યાં સુધી કપડાંનું સમાધાન ન થયું ત્યાં સુધી તદન ઉઘાડા પુગાડા, ખાસી કબર જેવા ઘાટની છાબંધ ઓટલી ઉપર કોકડું વળી પડી રહેતા! કપડાં ખરીદાયાં ત્યારે કપડાં પહેર્યાં, ખોરાક ખરીદાયો અને વાસણ મળ્યાં ત્યારે રાંધી ખાધું અને જેલના કામળા ખરીદાયા ત્યારથી પાથરવાનું શરૂ કર્યું. દરમીઆન સહ્યાઇદાર છાબંધ ઓટલી ઉપર સુવાનો શોખ ભોગવ્યો, અને તાવ અને મરડો—એ બે રોગને હાથે કરી આમંત્રણ કર્યું. દાક્ટરને ખબર આપી. પણ જ્યારે દાક્ટરે દવા આપવા માંડી ત્યારે પીધી નહિ. વિલાયતી! પરદેશી! મંદવાડ કાંઇક વધ્યો, છતાં જીદ તો એની એ. આખરે ઉપાડીને દવાખાનામાં નાંખ્યા. દાક્ટરે દેશી ઉપાય શોધી કાઢ્યો. દીવેલનો જુલાબ યોજ્યો. પણ દવાખાનાનું દીવેલ તો દુશ્મનના ઘરનું કહેવાય! બજારમાં તૈયાર વેચાય છે, તે સંચાનું પીલેલું, તેમાં ધર્મ ન સચવાય! આખરે અંગ્રેજ જેલરે ઘાંચીની ઘાણીનું કાચું દીવેલ મંગાવી આપ્યું તે પીધું. કેટલેક કાળે તાવ અને મરડો મટ્યાં. મંદવાડ દરમીઆન બીજાના હાથે રાંધેલો ખોરાક આપવામાં આવતો તે તેઓ લેતા હતા. એટલે મંદવાડ બાદ બધા કેદીઓ માટે જે ખોરાક સામાન્ય રસોડામાં થતો હતો તે આપવામાં આવશે. એવો જેલ અધિકારીઓનો ઠરાવ જાહેર થયો. અહીં પાછો ઝગડો ઉભો થયો. આ ભાઇ કહે હવે હું સાજો થયો, એટલે હું મારી જાતે રાંધીશ અને ખાઇશ. જ્યારે જેલ અ-

ધિકારી કહે કે માંદા હતા ત્યારે બીજાના હાથનું રાંધેલું ખાતા હતા, તો હવે સામાન્ય રસોડે બધા માટે થાય છે, તે જમો. પાછું રસણું માંડયું. પાંચ સાત દિવસ અન્નજળ વિના કાઢયા. અને આખરે જબરાઇથી દુધ અને દાળનું પાણી મ્હોં વાટે રેડવાનો ઇલાજ લેવાની જેલ અધિકારીઓને ફરજ પડી.

ઉપરના બે પ્રસંગોને સત્યાગ્રહ, હઠાગ્રહ કે દુરાગ્રહ અથવા કાયદાનો સવિનય ભંગ કે અવિનય ભંગ કહેવાય તે તો આપણો યરોડા જેલનો સંત-શાસ્ત્રી જાણે. પણ એટલું તો સ્પષ્ટ છે કે સત્યાગ્રહીઓના અસાધરણ ચરિત્રબળનો તેમાં પ્રભાવ કે વિવેક બુદ્ધિની ઓણુવટ – એમાંથી એકે નથી. તે પ્રભાવ તો મધ્ય પ્રાન્તની સરકારના એકેએક ખાતાનાં અધિકારી વર્ગ ઉપર ગુજરાતી ભાઇઓએ પાડયો. કોઇ અધિકારી કહે કે જયારે ગુજરાતીઓ છૂટશે ત્યારે આમંત્રણ કરી મારે ઘેર તેડી જઇ, તેમનો સત્કાર કરી તેમના પરિચયમાં આવવાનો લાભ લેવા ચુકીશ નહી. જયારે કોઇ કહે છે કે મારાથી સ્ટેશન ઉપર જાહેર વિદાયગીરી આપવા ન અવાય પણ મારે માટે અડધો કલાક ફાજલ પાડી તેમના ઉતારા ઉપર મુલાકાતનો અને વિદાયગીરીનું માન આપવાનો લાભ લઇશ.

ત્રીજો પ્રસંગ જરા જૂદા સ્વરૂપનો છે. શ્રી. રામચંદ્રજીના સૈન્યને હણે તેવા આપણા સત્યાગ્રહી સૈન્યમાં પણ છે, તેનું એક રમુજી દષ્ટાંત છે.

સ્ટેશન ઉપર જયારથી પકડાપકડી શરૂ થઇ ત્યારથી પ્રસંગોપાત સ્ટેશન ઉપર હું હાજર રહેતો. કેમકે સ્ટેશન ઉપર પકડવામાં આવતા સૈનિકોનાં નામ, ઠામ, તેમની પાસેના સામાન

વગેરેની તપાસ અને સ્ટેશન ઉપરના ખાસ પોલીસ અધિકારી લેતા. એક દિવસ સ્હવારના સાત સૈનિકો ઉતર્યા. હું ત્યાં હાજરજ હતો. બધાને પોલીસ અધિકારીએ રોક્યા અને પકડ્યા. આ પળે સૈનિકોના નાયકના હાવભાવ અને મુખાકૃતિનો આબેહુબ ચિતાર હું નથી આપી શકતો. પણ પેલા પોલીસ અધિકારી પ્રત્યે તેણે જે તિરસ્કારની નજર ફેંકી. સ્વરાજ્યના સૈનિક તરીકે પકડવામાં જે અસાધારણ ગર્વનો છાક બતાવ્યો અને મહાત્માગાંધીજીની જય બોલવામાં મોટી રોઢ પાડી જે નિરંકુશતા જાહેર કરી, તે જોઇ મને કાંઇક દુઃખ થયું. આ અધ્યાય આટલેથી ન પત્યો. અમે સૌ પોલીસ ચોકીમાં ગયા. ત્યાં સબ ઇન્સપેકટર સાહેબે નામ, ઠામ વગેરે ભરવાનાં ફોર્મ કાઢ્યાં.

કેપ્ટનથી પ્રશ્નમાળા શરૂ થઇઃ

સબ ઇન્સ્પે–ઠીક, ભાઇ તમારૂં નામ?

સૈનિક–વોલન્ટીઅર.

સ. ઇ.–એ તો ઠીક. પણ આપનું નામ બરાબર બતાવો.

સૈ.–શું, વોલન્ટીઅર નામ ઠીક ન લાગ્યું?

સ. ઇ.–ઠીક ભાઇ, આપના પિતાનું નામ?

સૈ.–તમારી પાસે મારા પિતાનું નામ લેવા નથી ઇચ્છતો.

સ. ઇ.–ગામ અને નામ ઠેકાણું.

સૈ.–Every where (સર્વ ઠેકાણે).

સ. ઇ.–અરે ભાઇ, તમે ક્યાંથી આવો છો તે જાણવા ઇચ્છું છું.

સૈ.–બ્રહ્મલોકથી.

આટલો શરૂઆતનો વાર્તાલાપ. યથાર્થ વર્ણન અહિં એ બધું ક્યાં આપું? સાતે સૈનિકોમાંથી એકનો આંકડો જરાયે નરમ નહોતો. મને ઇન્સ્પેકટરે કહ્યું કે તમે કાંઇ સમજાવી શકો તો સમજાવો. મારો વખત જાય છે અને એ ખોટી થાય છે.

મેં કાંઇક શરૂઆત કરી. પણ મને ડિટેક્ટીવ ધાર્યો. મેં ઘણું કહ્યું કે આમ કરવામાં કાંઇ લાભ નથી. તમે નામ, ઠામ અને ચોક્કસ શિરનામું ન આપો તો જ્યારે તમારાં સગાં—વ્હાલાં કે સંબંધી કાગળ પત્ર લખે કે મુલાકાત માટે આવે ત્યારે તેમને તકલીફ પડે. તેઓ તમને મલી ન શકે. ઘર તરફનું કોઇ પ્રસંગે ખાસ જરૂરી કામ હોય ત્યારે તે થઇ શકે નહિ. અને પરીણામે આપણને જ નુકસાન થાય. અધિકારીને આમ સતાવવામાં આપણને કાંઇ લાભ નહિ. આપણા સિદ્ધાન્તથી તે ઉલટું છે. પણ મારી આ દલીલો અને વાતો તેમના મગજ ઉપર અસર કરે તેમ નહોતું. કેમકે હું તેમના પૈકીનો એક છું. એવો તેમને વિશ્વાસ જ નહોતો. તેઓ તો મને સફેદ વસ્ત્રોમાં સરકારનો છુપો જાસુસ માનતા હતા. હું પણ સમજ્યો કે મારી મહેનત ફોગટ છે. મેં ચાલવા માંડયું. જતાં જતાં પણ એક વાત તરફ મારૂં ખાસ લક્ષ ખેંચાયું. કેપ્ટનનો બધો સરસામાન ગણાઇ ગયો અને નોંધ થઇ ગઇ. પણ ગજવામાં એક દીવાશળીની પેટી અને સુતરનું એક છુટું બટન હતું. તે ખીસ્સામાંથી કાઢીને કહેઃ ગણો, ગણો આને પણ ગણો. જે પોલીસ નોંધતા હતા, તેણે એક સુતરનું બટન અને દીવાસળીની પેટી એમ નોંધી લીધી. એટલે પેલા ભાઇ કહેઃ દીવાસળીની શળીઓ તો ગણી નહિ! આખરે શળીઓ ગણાઇ.

અને નોંધ લેવાઇ. વધારે ખોટી થવાની મારી ધીરજ ખપી ગઇ. હું ચાલતો થયો.

જેલ વિષે એક બે મુખ્ય વાતો લખતાં લખતાં હું કાંઇક આડી વાતોએ ચડી ગયો. ઉપર જે દાખલા આપ્યા છે, તે કાંઇ અમુક વ્યક્તિના દોષ બતાવવા નથી આપ્યા. પણ આપણા પચરંગિ સૈન્યમાં હજી તાલીમની ક્યાં ખામી છે, તે તરફ આગેવાનોનુ ખાસ લક્ષ ખેંચાય, અને તે દુર કરવાની પ્રેરણા થાય. તે હેતુથી આપ્યા છે. જેલ જવા વિષે મારી સાદી સમજ આ છે: જેલમાં શારિરીક અને માનસીક દમન ખુબ છે. તે દમન આપણા મનમાં દુ:ખનો ભાવ કે ક્રોધનો આવેશ લાવ્યા વિના પ્રેમ પુર્વક સહન કરીએ તો આપણા એ શુદ્ધ આત્મદમનની કહાણી આપણા આત્મામાં રહેલા પરમાત્મા જરૂર સાંભળશે. મારી સમજ મુજબ આ તેનું ધાર્મિક કે આધ્યાત્મિક સ્વરૂપ છે. અત્રે આત્મા પરમાત્માના સંબંધ વિષે સ્ફોટ કરવાની આવશ્યક્તા હું નથીજોતો. આપણો ધર્મસાગર તે માટે ટોકાટોક ભર્યો પડયો છે. જેલ જવાના હેતુમાં એક બીજું પણ ઉડું રહસ્ય છે તે આ આપણી લડત શસ્ત્રબળથી સ્હામાને વશ કરવાની નથી, પણ પ્રેમ ભાવથી હરી લેવાની છે. એટલે ત્યાં જઇ આપણા અસાધારણ ચારિત્ર્યબળથી સ્હામાના દીલમાં પ્રેમ–ભાવ ઉપ્તન્ન કરી, તેને વશ કરી, આપણે આપણી કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરીએ. આ બીજો મુદ્દો છે.

હવે આપણે નાગપુરની લડતથી શું પ્રાપ્ત કર્યું, તે વીચારીએ:

૧ હિન્દુસ્થાનનાં કોઇપણ ગામ કે શહેરના જાહેર રસ્તા

ઉપર આપણા સરઘસને કોઇ ન અટકાવી શકે. આપણા એ સાર્વજનિક હક્ક ઉપર મધ્ય પ્રાન્તની સરકારે હાથ નાંખ્યો હતો. તે તેણે ઉઠાવી લીધો.

૨ મહાત્મા ગાંધીજીએ થોડા સમય ઉપર હિન્દી પ્રજા માટે રાષ્ટ્રીય ધ્વજ યોજ્યો હતો. અને સમસ્ત હિન્દી પ્રજાએ તે સ્વીકાર્યો હતો. પણ જ્યાંસુધી મધ્યપ્રાન્તની સરકારે તેનું અપમાન નહોતું કર્યું ત્યાંસુધી માન અને પ્રતિષ્ઠા સ્થપાયાં નહોતાં. આજ તે સર્વમાન્ય થયો. સ્વાતં-ત્રતાના ચક્રચિન્હવાળો એ ત્રીરંગી રાષ્ટ્રીય ધ્વજ આજ સમસ્ત હિન્દી પ્રજાનો રાષ્ટ્રીય ધ્વજ નિર્માણ થયો.

૩ સરકારના મનાઇ હુકમ સામે ચાલતી આવેલી પ્રથા મુજબ આપણે ઉપલી સરકારને અરજ કરી દાદ માગવી જોઇએ. આ પ્રસંગે તેવી દાદ માટેની અરજી કે અપીલ ન કરી. આપણે સમય, સંખ્યા અને સરઘસનો રસ્તો પસંદ કરી જાહેર કર્યું કે સરઘસ અમુક તારીખે નીક-ળશે. આ દ્રઢતા સ્હામે સરકારનો મનાઇ હુકમ સ્થંભી ગયો. જાહેર કરવામાં આવેલી યોજના પ્રમાણે સરઘસ પસાર થયું. સરકારનો કાયદો, તેના દોર દમામ અને પોલીસ તથા લશ્કરી બળ છતાં આપણા આત્મનિશ્ચય સ્હામે ઉડી ગયો.

એ ત્રીરંગિ રાષ્ટ્રીય ધ્વજાની જય હો.

શંકરલાલ દ્વારકાંદાસ પરીખ.

# બિલાડી.

હું શયનગૃહમાં પલંગ ઉપર હાથમાં હુક્કો લઇને ઓકાં ખાતો હતો. એક નાનો સરખો દીવો ઝાંખો પ્રકાશ ફેલાવી રહ્યો હતો. દિવાલ-ઉપર ચંચળ છાયા પ્રેતવત્ નાચી રહી હતી. રસોઇ તૈયાર થઇ ન હતી, તેથી હાથમાં હુક્કો લઇને આંખો બંધ કરીને હું વિચાર કરવા લાગ્યો, કે જો હું નેપોલિયન હોત, તો વોટર્લુ જીતી શકત કે નહિ? એટલામાં એક ઝીણો સુર સાંભળ્યો, "મીયાંઉ."

આંખ ઉઘાડીને જોયું, એકાએક કંઇ સ્હમજવામાં આવ્યું નહિ. પ્રથમ લાગ્યું કે, વેલિંગ્ટન એકાએક બિલાડીનું રૂપ ધારણ કરીને મારી પાસે અફીણ માગવાને આવ્યો છે. પહેલાં તો પત્થરના જેવા સખ્ત થઇને કહેવા ધાર્યું કે, ડ્યુક સાહેબ, તમને અત્યાર પહેલાં યોગ્ય પુરસ્કાર અપાઇ ગયો છે હવે વધારે બદલો આપી શકાશે નહિ. વળી અતિલોભ સારો નથી. ડ્યુક બોલ્યા, "મિયાઉં!"

એટલે મેં આંખો ફાડીને સારી પેઠ જોયું, તો વેલિંગ્ટન ન હતો. એક નાની બિલાડી હતી. પ્રસન્ન મારે માટે જે દુધ મુકી ગઇ હતી, તેને નિઃશેષ કરીને તેણે ઉદરસાથ કરી દીધું હતું. હું તે સમયે વોટર્લુના મેદાનમાં વ્યૂહરચના કરવામાં રોકાયલો હતો એટલે કંઇ જોવામાં આવ્યું નહિ. હમણાં આ માર્જાર સુંદરિ દુગ્ધપાનથી પરિતૃપ્ત થઇને પોતાના મનનો આનંદ જગતમાં પ્રકટ કરવાના હેતુથી નિર્લજ્જ થઇને અતિ મધુર સ્વરે કહે છે, "મિયાઉં!" હું કહી શકતો નથી પણ

સમજ્યું હશે ખરી કે એમાં કંઇક વ્યંગ છે.

મને લાગ્યું કે બિલાડી મનમાં ને મનમાં હસીને મારા તરફ જોઇને કહેતી હતી કે, "બેટે ઉંદર અને ભોગવે ભોરિંગ" અથવા તો તે "મિયાંઉં" શબ્દથી મારૂં મન જોવા માગતી હતી. બિલાડીના મનનો ભાવ હવે હું સમજ્યો, તે કહેતી હતી કે, "તમારૂં દુધ તો હું પીને બેઠી છું, હવે શું કહો છો ?"

બોલું શું? હું તો કંઇજ નિશ્ચય કરી શક્યો નહિ; દૂધ મારા બાપનું પણ ન હતું. દૂધ હતું મંગલા ગાયનું અને દોહેલુ પ્રસન્ન ગોવાલણે, એટલા માટે તે દુધ ઉપર મારો જેટલો અધિકાર હતો તેટલોજ બિલાડીનો પણ હતો, એટલે ક્રોધ કરી શકતો નથી; તો પણ લાંબા કાળથી એક પ્રથા ચાલી આવે છે કે, બિલાડી દુધ પી જાય તો તો તેને મારવા દોડવું પડે છે. હું તે લાંબા કાળથી ચાલતી આવેલી પ્રથાની અવગણના કરીને જનમંડળમાં કુલાંગારરૂપે ઓળખાઉં એ પણ ઇચ્છવા જોગ ન હતું. કોણ જાણે, વખતે એ બિલાડી પોતાની જાતિનાં મંડળમાં કમલાકાન્તને કાપુરૂષ (બાયલો) કહીને ઉપહાસ તો નહિ કરે? એટલા માટે પુરૂષકર્તવ્યજ કરવું ઉચિત છે. આવો નિશ્ચય કરીને દુઃખિત હૃદયે હાથમાંથી હુક્કો નીચે મૂકીને ઘણી શોધખોળને અંતે એક ભાગેલી લાકડી મેળવી અને પછી ગર્વપૂર્વક બિલાડી ઉપર ધસી ગયો.

બિલાડી કમલાકાન્તને ઓળખતી હતી; લાકડી જોઇને તે કંઇ વિશેષ ભય પામી હોય એમ જણાયું નહિ. કેવળ મારા મુખ તરફ જોઇને એક નિઃશ્વાસ મૂકીને જરા બાજુએ સરી

જઇને બેઠી, અને બોલી; "મિયાંઉ?" આ વખતે પ્રશ્ન સમજમાં ઉતરતાં લાકડી મૂકી દઇને ફરીથી પથારી પર આવી હુક્કો હાથમાં લીધો, એટલે દિવ્ય કર્મ પ્રાપ્ત થવાથી બિલાડીનું સઘળું કથન સમજી શક્યો.

બિલાડી કહે છે "માર પીટ શા માટે કરો છો. જરા સ્વસ્થ થઇને, હુક્કો હાથમાં લઇ વિચાર તો કરી જુઓ! આ જગતમાં દૂધ, દહીં, મલાઇ, ખીર, મત્સ્ય, માંસ વગેરે સઘળુંજ તમે ખાશો, શા માટે અમે કંઇ પણ નહિ મેળવી શકીએ? તમે મનુષ્ય છો, અમે બિડાલ છીએ, આપણી વચ્ચે ભેદ શો છે? તમને ભૂખ તરસ લાગે છે; તો શું અમને નહિ લાગતી હોય? તમે ખાઓ છો તેમાં અમે હરકત કરતાં નથી; પરન્તુ અમે ખાવા માંડીએ કે તરતજ તમે ડંડા લઇને મારવા દોડો છો એ કયા શાસ્ત્રાનુસાર છે, તે હું બહુ બહુ તપાસ કરવા છતાં જાણી શકી નથી. તમારે અમારી પાસેથી કંઇક ઉપદેશ ગ્રહણ કરવો જોઇએ. ચતુર ચોપગાં પાસેથી શિક્ષણ મેળવ્યા સિવાય તમારા જ્ઞાનનો ઉદય થવાનો રસ્તો નથી. તમારાં વિદ્યાલયો જોવાથી માલુમ પડે છે કે, તમે આટલે દિવસે પણ મારી આ વાત માનવા લાગ્યા છો.

જો, શય્યાશાયી મનુષ્ય! ધર્મ શું છે? પરોપકારજ શ્રેષ્ઠ ધર્મ છે. આ દુગ્ધપાનથી મારા ઉપર મોટો ઉપકાર થયો છે. તમારે પીવાના દુધથી આ પરોપકાર થયો છે, એટલા માટે તમે આ પરમ ધર્મના ફૂલભાગી થયા છો. મેં ચોરી કરી કે ગમે તે કર્યું, પણ તમારા ધર્મસંચયનું મૂળ કારણ હુંજ છું; એટલા માટે મારા ઉપર પ્રહાર નહી કરતાં મારી પ્રશંસા કરો. હું

તમારા ધર્મની સહાયક છું.

જુઓ, હું ચોર છું એ વાત સાચી, પરંતુ શું હું ઇચ્છાપૂર્વક ચોર થઇ છું? ખાવાનું મળે તો કોણ ચોર થાય? જુઓ, જેઓ મોટા મોટા શાહુકાર કહેવાય છે, અને જેઓ ચોરના નામથી કંપી ઉઠે છે, તેઓ ચોરના કરતાં પણ વધારે અધર્મી છે. તેમને ચોરી કરવાની જરૂર નથી માટેજ તેઓ ચોરી કરતા નથી; પરન્તુ જરૂરિઆત કરતાં વધારે પૈસો હોવા છતાં પણ તેઓ ભૂખના માર્યા ચોર બનનાર તરફ ઝાંખીને જોતાએ નથી; એટલાજ માટે ચોર લોકો ચોરી કરે છે. અધર્મનું કારણ ચોરો નથી, ચોર જે ચોરી કરે છે તે અધર્મનું મૂળ કૃપણ ધનવાનોજ છે. ચોર ગુન્હેગાર છે ખરો; પરન્તુ તેના કરતાં સો ગણો વધારે દોષભાગી કૃપણ ધનવાન છે. ચોરોને સજા થાય છે; પરન્તુ ચોરીનું મૂળ જે કૃપણો તેમને શા માટે દંડ નહિ દેવાય?

જુઓ, હું દિવાસે દિવાસે મિયાંઉ મિયાંઉ કરતી ફરૂં છું. તો પણ મને કોઇ એંઠો ટુકડોસરખો નાખતું નથી. વધ્યું ઘટ્યું જે કંઇ હોય તે લોકો ગટરમાં પધરાવી દે છે, પાણીમાં નાખે છે; પરન્તુ અમને બોલાવીને આપતાં નથી. તમારાં પેટ ભરાયલાં છે. તમે અમારાં જેવાં ભુખ્યાંની વાત શી રીતે જાણો! હાય! ગરીબોને દુઃખે દુઃખી થવાથી શું તમારૂં ગૌરવ ઘટી જાય એમ છે? હા! મારા જેવા દરિદ્રના દુઃખે દુઃખી થવું એ શરમની વાત છે, એમાં સદેહ નથી. જેઓ આંધળાને મૂઠી ચરખી આપતા નથી તેઓને પણ જ્યારે કોઇ મોટો રાજા મૂરકેલીમાં આવી પડે છે ત્યારે રાતભર ઉંઘ આવતી નથી

આ પ્રમાણે મોટાનાં દુઃખે દુઃખી કહેવરાવવામાં સઘળા રાજી હોય છે; પરન્તુ કોઇ સાધારણ માણસના દુઃખે દુઃખીછટ! કોણ થાય!

જો કોઇ મહામહોપાધ્યાય કે વ્યાખ્યાનવાચસ્પતિ; કોઇ વેદાલંકાર કે ન્યાયરત્નાલંકાર આવીને તમારૂં દુધ પી જાય તો શું તમે તેને લાકડી લઇને મારવા દોડો છો? ઉલટા હાથ જોડીને કહેશો કે "કેમ બીજું થોડું લઇ આવું?" તો પછી અમારી વખતે લાઠી શા માટે? તમે કહેશો કે તેઓ મહા પંડિત અને પ્રતિષ્ઠિત છે. પંડિત અથવા પ્રતિષ્ઠિત હોવાથી શું તેમને અમારા કરતાં વધારે ભુખ લાગે છે? તેમ તો નથી. ભર્યાંમાં ભરવાનો મનુષ્યજાતિને રોગ છે. દરિદ્રોની ભુખને કોઇ જાણતું નથી. જેઓને ખાવાનું કહેતાં ના પાડે છે તેમને માટે ભોજનનો બંદોબસ્ત કરો છો, અને જેઓ ભુખના દુઃખથી વગર બોલાવ્યે પણ તમારૂં અન્ન આરોગી જાય છે તેમને ચોર કહીને સજા કરો છો–છટ! છટ!

જુઓ અમારા હાલ જુઓ. દિવાલે દિવાલે આંગણે આંગણે અને ઘેરે ઘેર મિયાંઉં મિયાંઉં કરીને ચારે દિશાએ નજર નાખીએ છીએ–કોઇ અમને સુકા રોટલાએ નાખતું નથી. હા, જો કોઇ બિલાડી તમારી પાળેલી હોય તો તે ઘરબિલાડી થઇને બુઢાને ઘેર રહેનાર તેની જુવાન બાયડીના ભાઇનું અથવા તો મૂર્ખ ધનવાનની પાસે રહીને ગંજીફા ખેલનાર તેના દોસ્તદારનું સ્થાન લઇ શકે એટલી હૃષ્ટપુષ્ટ થઇ જાય. તે વખતે તેની પૂંછડી ફૂલી ઉઠે છે. શરીરે રૂંવાટી આવી જાય છે અને તેના રૂપની ઝલક જોઇને અનેક બિલાડાઓ કવિ બની જાય છે.

વળી અમારી દશા જુઓ; આહારના અભાવથી પેટ ચોંટી ગયું છે. હાડકાં નીકળી આવ્યાં છે. પૂછડી પડી ગઇ છે, જીભ નીકળી પડી છે—સદાની ભુખથી પોકારૂં છું, "મિયાંઉ, મિયાંઉ" "ખાવાનું મળતું નથી." અમારી કાળી ચામડી જોઇને તિરસ્કાર કરશો નહિ. આ પૃથ્વીના પદાર્થો ઉપર અમારો પણ કંઇક અધિકાર છે. ખાવાને આપો, નહિ તો ચોરી કરીશું. અમારી નુર વિનાની કાળી ચામડી, સૂકાઇ ગયેલું મુખ, અને ક્ષીણ સ્વરે નીકળતો મીયાંઉ મિયાંઉ કરૂણ રવ સાંભળીને શું તમને દુઃખ થતું નથી? ચોરને માટે દંડ છે, તો શું નિર્દયતાને માટે તે નથી? દરિદ્રોના આહાર સંશોધનને માટે દંડ છે તો પછી ધનવાનોની કૃપણતાને માટે દંડ શા માટે નથી? હે કમલાકાન્ત તું દીર્ઘ દૃષ્ટિવાળો છે; કારણ કે અફીણી છે. શું તું પણ જોઇ શકતો નથી કે શ્રીમંતોના દોષથીજ દરિદ્રો ચોર બને છે? પાંચસો ગરીબોનાં લોહી ચૂસીને એક માણસ તેમની ભોજનસામગ્રી શા માટે સંગ્રહી રાખે છે? અને જો સંગ્રહે તો તેણે ખાધા પછી વધી પડેલું દરિદ્રોને શા માટે વહેંચી ન દેવું? જો તે ન આપે તો ગરીબો જરૂર તેની પાસેથી ચોરી જશે; કારણ કે ભુખે મરી જવાને માટે આ પૃથ્વી ઉપર કોઇ પણ આવેલું નથી."

હવે વધારે સહન નહિ થઇ શકવાથી હું બોલ્યો; "થોભ! થોભ! માર્જાર પંડિત! તારી વાત પુરેપુરી સોશીયાલીઝમવાળી સમાજબંધનને છિન્ન ભિન્ન કરી નાખનારી લાગે છે. જો દરેક માણસ પોતપોતાની શક્તિપ્રમાણે ધનસંચય કરી શકે નહિ અથવા સંચય કરીને તેનો ચોરોના દુઃખે નિર્વિઘ્ને ઉપભોગ કરી શકે

નહિ તો પછી કોઇ પણ માણસ ધનસંચય માટે પ્રયત્ન કરશે નહિ; અને તેથી સમાજની આર્થિક ઉન્નતિ અટકી પડશે."

માર્જોરે કહ્યું:-"અટકી પડશે તેમાં અમારે શું? સમાજની ધનવૃદ્ધિ—આર્થિક ઉન્નતિ એટલે પૈસાદારોના ધનની વૃદ્ધિ. ધનિકોના ધનની વૃદ્ધિ ન થઇ તેમાં દરિદ્રોને શી હાનિ?"

મેં સમજાવીને કહ્યું કે, "સામાજિક ધનવૃદ્ધિ વિના સમાજની ઉન્નતી નથી."

ખિલાડીએ ગુસ્સે થઇ જઇને કહ્યું, "મને જો ખાવાનું ન મળ્યું, તો પછી સમાજની ઉન્નતી પડી કુવામાં!"

ખિલાડીને સમજાવવાનુ કઠીન થઇ પડયું. જે વિચારક અથવા નૈયાયિક છે તેને કોઇ પણ માણસ કોઇ પણ કાળે કંઇએ સમજાવી શકતો નથી. આ માર્જારી સુવિચારક અને તર્કશાસ્ત્રજ્ઞ પણ ખરી; એટલે નહિ સમજવાની બાબતમાં એનો અધિકાર છે; એટલા માટે હું એના ઉપર ગુસ્સે નહિ થતાં બોલ્યો:-'સમાજની ઉન્નતિની દરકાર ગરીબોને ન હોય તો નહિ, પરન્તુ ધનવાનોને તે વિશેષ છે એટલા માટે ચોરોને સજા કરવીજ જોઇએ.

શ્રીમતી માર્જારી બોલ્યાં:- 'ચોરને ફાંસી આપો, તેમાં અમને વાંધો નથી; પરન્તુ તેની સાથે એક બીજો નિયમ પણ કરો. જે ન્યાયાધીશ ચોરને સજા કરે, તેણે પ્રથમ ત્રણ દિવસ ઉપવાસ કરવા. એ પછી જો ન્યાયાધીશને ચોરી છુપીથી ખાઇ લેવાની ઇચ્છા નહિ થાય તો તે ખુશીથી ચોરને ફાંસીએ ચઢાવે. તમે મને મારવાને માટે લાકડી ઉપાડી હતી; પણ આજથી ત્રણ દિવસ સુધિ ઉપવાસ કરી જુઓ. એ અરસામાં

જો તમે નસીરામ બાબુના રસોડામાં પકડાઇ ન જાઓ તો મને ડંડો મારજો; હું વાંધો લઇશ નહિ."

ચતુર લોકોનો મત એવો છે કે, જયારે વાદવિવાદમાં પરાજય થાય ત્યારે તે ન સ્વીકારતાં એકદમ સામા ઉપર સવાર થઇ જઇ ગંભીરભાવે ઉપદેશ આપવા મંડી જવું, હું તેજ પ્રથા પ્રમાણે માર્જારને કહેવા લાગ્યો કે; "આ સઘળી વાત કેવળ નીતિવિરૂદ્ધ છે, એની ચર્ચામાં પણ પાપ છે, તું આ સઘળા દુષ્ટ વિચારો છોડી દઇને ધર્માચરણમાં ચિત્ત પરોવ. જો તું મને ચાહીશ તો હું તને ન્યુમેન અને પાર્કરના ગ્રંથ વાંચવાને આપી શકીશ અને કમલાકાન્ત ચક્રવર્તીનું દફતર વાંચવાથી પણ તને કંઇક લાભ મળી શકશે. બીજું કંઇ તો થાઓ કે ન થાઓ; પરન્તુ અફીણનો નિઃસીમ મહિમા તો સમજી શકાશેજ.

અત્યારે તો સ્વસ્થાને સિધાવો. પ્રસન્ને થોડું દહીં આપવાનું કહ્યું છે. નાસ્તા વખતે આવજો; બન્ને વહેંચીને ખાઇશું. આજે હવે કોઇની પણ હાંડલી ચાટશો નહિ; જો ભુખથી ખરેખર અધીરાં થઇ જવાય તો ફરીથી આવી પહોંચજો; રાઇના દાણા જેવી એકાદ બે અફીણની ગોળી આપીશ.

ખિલાડીએ કહ્યું:—"અફીણની ખાસ જરૂર નથી; તોપણ હાંડી ચાટવાની વાત ઉપર શુભ પ્રમાણે વિચાર ચલાવવામાં આવશે."

ખિલાડીબાઇ વિદાય થયાં. આજે એક પતિત આત્માને અંધકારમાંથી પ્રકાશમાં આણ્યો છે એવા વિચારથી કમલાકાન્તને ઘણો આનંદ થયો. બંકિમ નિબંધમાળા.

# એક સંવાદ.

એક દીવસ આગગાડીમાં મુસાફરી કરતાં અચાનક એક ઓળખાણવાળા ભાઇ મને મળી ગયા. હંમેશાં જેમ દુનિયાના સર્વ વિષયો ઉપર ઉપરચોટીયા વાતો ચાલે છે તેમ વાતો ચાલવા માંડી. અસહકાર ઉપર પણ અમે આવી પહોંચ્યા. પેલા મારા ઓળખીતા ભાઇએ કહ્યું "હમણાં ચળવળ નરમ પડી ગયેલી દેખાય છે." હું કાંઇ ન બોલ્યો. એમણે પાછું કહ્યું "હવે પહેલાં જેટલો જુસ્સો નથી. લોકોમાં કાંઇ ઉત્સાહ દેખાતો નથી.' હું તો ચૂપજ રહ્યો. ભાઇએ પાછું શરૂ કર્યું. "આપણા લોકોજ એવાજછે. એમનામાં ટકીરહેવાની તાકાદજ નથી. પ્રજા છેક નમાલી થઇ ગઇ છે." હું તો હજીયે છાનોજ રહ્યો. ભાઇ એકાદ મીનીટ શાન્ત રહી પાછા જરા જોસથી બોલી ઉઠયા, "આપણા લોકોમાં Character (ચારિત્ર્ય) નથી". મેં પગથી માથા સુધી આ ભાઇને ખરોખર ધીમેધીમે આંખ ફેરવીને તપાસ્યા અને જરા કટાક્ષમય હસ્યો. પરંતુ ભાઇનું ધ્યાન ખેંચાયું હોય તેમ મને લાગ્યું નહીં. આ ભાઇ ભણેલા હતા. સારાં સારાં મનાતાં પુસ્તકો એમણે વાંચ્યાં હતાં. બીજા દેશોનો ઇતિહાસ પણ થોડો ઘણો જાણતા હતા. બીજા દેશોએ સ્વતંત્રતા કેવી રીતે મેળવી હતી અગર કેવી રીતે એ સ્વતંત્રતા સાચવીહતી એની એમને થોડી ઘણી માહીતી હતી. પાછા એ બોલી ઉઠયા." "આપણા લોકોમાં Patriotism (દેશાભિમાન) નથી. આપણો ઉદ્ધાર થવો અશક્ય છે." હવે, મારા અધીરા સ્વભાવ પ્રમાણે મારાથી ના રહેવાયું, આ

મારી જીસ્રશરી દેશાભિમાનની મૂર્તિને પગથી માથા સુધી બરો-બર નિહાળી જવા માંડી, એમ માનીને કે રખેને આ મહાન પુરૂષને કાંઇ અન્યાય થઇ જાય. મારી ખાત્રી થઇ કે હું જ સાચો છું એટલે મેં બોલવું શરૂ કર્યું. મેં પૂછ્યું " Patriotism ( દેશાભિમાન ) એટલે શું ? " એમને આ મારો પ્રશ્ન જરા વિચિત્ર લાગ્યો. મેં ભાર દઇને ફરીથી એનો એ સવાલ પૂછ્યો. મારી ચિકિત્સક આંખો અને સવાલ પૂછવાની પદ્ધતિથી ભાઇ કાંઇક સમજ્યા હોય એમ મને લાગ્યું. બુદ્ધિ-બળથી આંખમાં ઉછળી આવેલું જોમ અને એમના મોં ઉપરનું નૂર જરા ઉતરેલાં મને દેખાયાં. હું તો ચીવટથી મારા સવાલને ચોંટીજ રહ્યો અને આગળ ચલાવવા માંડ્યું. મેં કહ્યું "કેમ જુવાબ આપોને! Patriotism ( દેશાભિમાન ) એટલે શું ? વાતોના લુખા તડાકા ? ભાઇ, આટલી આટલી મોટી વાતો કરો છો તોયે હજુ તમારાં પરદેશી કપડાં પણ તમે કહાડયાં નથી. તમારા ઉપર હજીયે તમારૂં નૂર છીનવી લેતી પરદેશી ટોપી અને તમારા શરીર ઉપર દેશી ભાઇઓને ભૂખે મારતાં પરદેશી કપડાં છે અને વાતો દેશાભિમાનની કરો છો ? તમારા જેવા દેશાભિમાનીઓ પાકયા છે તેથીજ આપણા દેશની આવી અવદશા થઇ છે. તમને એમ પણ નથી લાગતું કે ' કયે મોંઢે દેશાભિમાનની વાતો કરી રહ્યો છું ? ' બીજા આગળ પડતા દેશોમાં તમારા જેવા સપૂતો (!) પાકયા હોત તો એ દેશો ક્યારનાયે પડી ગયા હોત. જાપાન મરી ગયું હોત. અને અમેરીકા ઉંચું ન આવ્યું હોત. અને વળી તમે Character ( ચારિત્ર્ય ) ની વાતો કરો છો ? " મેં કહ્યું "આં-

રિત્ર્ય એટલે શું ? શબ્દ પાળવાની તાકાદ; નીતિમાન વર્તન રાખીને પ્રમાણિકપણે જે માનતા હોઇએ તે કહી બતાવવાની તાકાદ; કે બીજું કાંઇ? માફ કરજો. મને ચોકખે ચોકખું કહેવાની ટેવ છે તેથી હું તમને હવે પૂછું છું કે તમે આટલી બધી દેશાભિમાનની વાતો કરી, તે છતાંયે તમે એમ માનો છો કે તમારામાં ચારિત્ર્યનો એક છાંટો પણ છે? ચારિત્ર્ય હોત તો તમારાં શરીર ઉપર આપણા દેશને લજવતો આ પરદેશી લેબાસ ન હોત. તમે એમ ન ધારશો કે સાધારણ જનસમાજને હવે તમારા જેવા બુદ્ધિવ્યભિચારીઓ સારૂ જરાયે માન છે. મોંઢે લોકો નહી બોલે. હું તમને ઓળખું છું તેથીજ આટલી કડક ભાષામાં મોંઢામોંઢ કહી દઉં છું. પણ આટલું તો જરૂર યાદ રાખજો કે સાધારણ જનસમાજ તમારા જેવાઓથી કંટાળ્યો છે. અને બે ચાર વર્ષે હાલના વાતાવરણમાં ઉછરેલાં બાળકો, તમારી દેશની હાની કરી રહેલી રીતભાત નહી સુધારો તો જરૂર તમારી રેવડી દાણાદાણ કરશે એ નિશ્ચય માનજો. દેશાભિમાનની વાતો કરો છો તેજ સમયે દેશદ્રોહીનું કામ તમે કરી રહ્યા છો તેનું જરાયે ભાન તમને છે ખરૂં? તમને હાથે કાંતેલું વણેલું પવિત્ર કાપડ પહેરતાં શરમ આવે છે?" એમને જરા ગુસ્સો લાગ્યો હોય તેમ દેખાયું. પણ શું કરે? ભાઇ તો ચુપજ થઇ ગયા. પછી બે ચાર મીનીટ ગલ્લાંતલ્લાં કરતાં આમ તેમ પોતાનો લુલો બચાવ કરવા લાગ્યા. પોતે જરા બૂરી કઢંગી સ્થિતિમાં મૂકાયેલા છે એવું કાંઇક હીચકારાને શોભતું કહેવા માંડયું. પણ હું એમના સામું હસતો હસતો તાકીને જોઇ રહ્યો. એ ભાઇની બુદ્ધિથી

દોરાતી જીએ એમનું નિર્મોહ્યપણું ઢાંકવાનો ઘણોયે પ્રયત્ન કર્યો. પણ એમના અંતઃકરણે તેમ થવા ન દી . જેમની આંખોને રસ્તે એમનું ડંખતું અન્તઃકરણ હું જોઇ શક્યો. પરદેશી કપડાંએ એમને ઝાંખાપાડયા અને એમનું નૂર હરીલીધું.

આવા મારા ઓળખીતા ભાઇ જેવા નિર્મોહ્ય ભાઇ બહેનો હિન્દુસ્તાનમાં કેટલાં હશે? હે પ્રભો! એમના હ્રદય સાચી રીતે ક્યારે પલટાશે! એમના વિચારો અને આચરણ એકતાર ક્યારે બનશે!

ચન્દુલાલ મણીલાલ દેસાઈ.

# મારો દુર્ગોત્સવ.

માતાની આઠમને દિવસે મને આટલું અફીણ ચઢાવવાનું કોણે કહ્યું હતું! મેં શા માટે અફીણ લીધું! હું શા માટે મૂર્તિનાં દર્શન કરવા ગયો! જે કદી દેખીશ નહિ તે શા માટે જોયું! આ ઇંદ્રજાલ કોણે દેખાડયું!.

મેં જોયું, કાલનો પ્રવાહ દશે દિશામાં વ્યાપી જઇને પ્રબલ વેગથી છુટી રહ્યો છે–હું તરાપા ઉપર બેસીને ગમન કરૂં છું. જોયું તો, અનન્ત અપાર અંધકારમાં પવનથી ઉત્પન્ન થતા તરંગવાળો તે પ્રવાહ વહી રહ્યો છે. વચમાં વચમાં ઉજ્જ્વલ નક્ષત્રો ઉદય પામે છે, આથમી જાય છે અને ફરી ઉગે છે. હું કેવળ એકલો જ હતો–એકલો હોવાથી ભય પામવા લાગ્યો–બીલકુલ એકલો–માતૃહીન–મા! મા! કહીને પોકારૂં છું.

છું આ કાલસમુદ્રમાં માતૃસંશોધન અર્થે આવ્યો છું. માતા ક્યાં છે? ક્યાં છે મારી મા! ક્યાં છે કમલાકાન્ત-પ્રસુતિ ભારત માતા? આ ઘોર કાલસમુદ્રમાં તું ક્યાં છે?

એકાએક સ્વર્ગીય વાદ્યથી કાનું તૃપ્ત થઇ ગયા. ગગન-મંડળમાં પ્રાતઃકાળના અરૂણોદય જેવો લોહિતોજ્જ્વલ પ્રકાશ છંટાઇ ગયો-શીતલ મંદ પવન વહેવા લાગ્યો-તે તરંગપૂર્ણ જલરાશિ ઉપર દુર દેશમાં નજર નાખતાં સુવર્ણથી મઢેલી માતા સરસ્વતીની પ્રતિમા દેખાઇ! જળમાં હસે છે, તરતી તરતી ખસતી જાય છે, અને તેજ ફેલાવે છે. શું આજ માતા? હા, એજ માતા. ઓળખી શક્યો, કે એજ મારી જનની જન્મભૂમિ-એજ-મૃણ્મયી-અનન્ત રત્નભૂષિતા-અત્યારે કાળના ગર્ભમાં દટાએલી છે!

રત્નવિભૂષિત દશ દિશારૂપી દશ ભુજાઓ દશે દિશા તરફ ફેલાએલી છે; તે ભુજાઓમાં વિવિધ આયુધ રૂપે વિવિધ શક્તિઓ શોભે છે; પગ નીચે શત્રુ કચરાઇ પડ્યા છે. એ મૂર્તિ હવે જોઇશ નહિ-આજે જોઇશ નહિ- કાલે પણ જોઇ શકીશ નહિ-કાલપ્રવાહને પાર ઉતર્યા વિના જોઇ શકીશ નહિ-પરન્તુ એક દિવસ જરૂર દેખીશ-દશભુજાવાળી, નાના આયુધધારિણી, શત્રુમર્દિની, વીરેન્દ્રવાહિની, જમણી બાજુએ ભાગ્યરૂપિણી લક્ષ્મી, અને ડાબી બાજુએ વાણી, વિદ્યા અને વિજ્ઞાનમયી સાક્ષાત્ સરસ્વતીવાળી બળરૂપી કાર્તિકેય અને કાર્યસિદ્ધિ રૂપી ગણેશના સંગવાળી ભારત માતાની સુવર્ણમયી પ્રતિમા મેં તે કાલપ્રવાહમાં ફરીથી જોઇ.

પુષ્પ ક્યાંથી મળ્યાં તે કહી શકતો નથી,-પરંતુ મેં તે

પ્રતિમાના ચરણે પુષ્પાંજલી સમર્પી–અને બોલ્યો, " હે સર્વ મંગલદાયિની, હે કલ્યાણિ, હે! સર્વાર્થસાધિકે! અસંખ્ય સંતાનપાલિકે! ધર્મ અર્થ અને કર્મફલરૂપ સુખ–દુઃખને આપનારી માતા, મારી પુષ્પાંજલિ ગ્રહણ કર. આ ભક્તિ, પ્રીતિ, વૃત્તિ, શક્તિ આદિક પુષ્પો હાથમાં લઇને તારા ચરણકમળમાં પુષ્પાંજલિ સમર્પું છું; તું આ અનન્ત જલરાશિમાંથી નીકળીને, આ વિશ્વમોહિની મૂર્તિ જગત સમીપ એકવાર પ્રકટાવ. આવ, માતા! ઘેર આવ–અમે ૩૩ કોટિ સંતાનો એકત્ર થઇને, એકી વખતે, ૬૬ કોટિ હાથ જોડીને, તારાં ચરણકમળની પુજા કરીશું. ૩૩ કરોડ મુખથી–"માતઃ, જનનિ, અંબિકે! ધાત્રિ, ધરિત્રિ, ધનધાન્યદાયિકે! નગાંકશોભિની, નગેન્દ્રબાલિકે! શરત્સુંદરિ! ચારૂપુર્ણચંદ્રભાલિકે!" એમ પોકારીશું. હે સિન્ધુસેવિતે, સિન્ધુપુજિતે સિન્ધુમથનકારિણી! શત્રુઓનો વધ કરવા માટે દશ ભુજાઓમાં દશ આયુધ ધારણ કરનારી! અનન્ત શ્રીસંપન્ન, અનન્તકાલ–સ્થાયિનિ! હે અનન્ત શક્તિપ્રદાયિનિ, તારાં સંતાનોને શક્તિ આપ! હે મા! અમે તને શું કહી બોલાવીએ! આ તેત્રીસ કોટિ શિર તારા ચરણકમળ ઉપર ધરીશું—આ તેત્રીસ કોટિ કંઠે તારૂં નામ લઇને હુંકાર કરીશું. આ તેત્રીસ કોટિ દેહની તારે માટે આહુતિ આપીશું. જો ન કરી શકીશું તો આ ૬૬ કોટિ અક્ષુમાંથી તારે માટે આંસુ વહેવડાવીશું. આવો મા, ઘરમાં આવો –જેનાં ૩૩ કોટિ સન્તાન–તેને ચિન્તા શાની?

જોતજોતામાં આ પ્રતિમા તે અનન્ત કાલસમુદ્રમાં ડુબી ગઇ–ફરીથી જોઇ શક્યો નહિ. તે તરંગપૂર્ણ જલરાશિ અપ–

કાળથી શ્યામ થઇ ગયો, જળકલ્લોલમાં સમસ્ત જગત્ ડૂબી ગયું; એટલે હું હાથ જોડીને, સજળ નેત્રે, પોકારવા લાગ્યો; "ઉઠ મા, સુવર્ણમયી ભારત ભૂમિ! ઉઠ! હવે અમે સુસંતાન થઇશું, સત્પથે ચાલીશું, તારૂં નામ રાખીશું. ઉઠ મા, દેવતાઓની કૃપાપાત્ર દેવિ હવે અમે અમારી જાતને ભૂલી જઇશું, બંધુપ્રેમી બનીશુ પરહિત સાધીશું,-અધર્મ, આલસ્ય અને વિષયસેવન ત્યાગ કરીશું. ઉઠ મા, એકલો રડી રહ્યો છું, રડતાં રડતાં આંખો ફૂટી ગઇ છે મા! ઉઠ, ઉઠ માતા ભારત-જનનિ!

માતા ઉઠી નહિ. ઉઠે નહિ શા માટે? આવો સર્વ બંધુઓ! આપણે આ અંધકારમય કાલ-પ્રવાહમાં ભૂસકો મારીએ. ચાલો, આપણે ૬૬ કોટિ ભુજાઓ વડે એ પ્રતિમા ઉઠાવીને, તેત્રીસ કોટિ મસ્તક ઉપર ચઢાવીને ઘેર લઇ ચાલીયે. આવો, અંધકાર છે તો શું થયુ? શો ભય છે? આ નક્ષત્રો જે વચમાં વચમાં ઉગે છે અને ઝબકારા મારીને અદૃશ્ય થાય છે તે આપણને માર્ગ બતાવશે. ચાલો, ચાલો. અસંખ્ય હસ્તપ્રહારથી આ કાળસમુદ્રના જળને ઉછાળતા ઉછાળતા, વલોવતા વલોવતા ડહોળી નાખીને તરી જઇએ અને માતાની સુવર્ણપ્રતિમા મસ્તક ઉપર રાખી લઇ આવીએ. ભય શો? ન બનશે તો ડૂબી મરીશું, માતા વિના આ જીવનનું કામ પણ શું છે? આવો, પ્રતિમા ઉઠાવી લાવીએ. પૂજાની મોટી ધામધૂમ મચશે. દ્વેષરૂપી બકરાને સત્કીર્તિ રૂપી ખડગથી છેદીને માતાને બલિ ચઢાવીશું. નોબત વગાડનારા અનેક પુર્વે નોબતના ગંભીર નાદથી ભારતનાં મેદાન ગજવી આકાશ કંપાવી મૂકશે. અ-

નેક ઢોલ, કાંસાં, પખાજ વગેરે ભારતના જયનાદ ફેલાવશે, અને અનેક શરણાઇઓ પોતાના સૂરવડે માતાનો મહિમા વિસ્તારશે. પૂજાની મોટી ધૂમ મચશે. અનેક બ્રાહ્મણો, પંડિતો લાડુના લોભથી ભારતપૂજામાં સામેલ થઇને પતરાળી મંડાવશે-અનેક દેશી વિદેશી સજ્જનો-ઉચ્ચ નીચ સઘળા-આવીને માતાના ચરણમાં મસ્તક નમાવશે. કેટલાંએ દીન દુઃખીઓ પ્રસાદ આઇને પેટ ભરશે. અનેક નર્તકીઓ નૃત્ય કરશે, ગાયકો મંગળ ગાશે, અને કરોડો ભક્ત પોકારશે-મા ! મા ! મા!

બંકિમ નિબંધમાલા.

# કિંકરના મનોરથ.

૧

## મારૂં ઘર

શેઠ, આ મારી નાનકડી ઓરડીમાં તું એકાદ દિવસ ઓચિંતો ચડી આવે તો મારી શી વલે થાય ?

આ મારી ઓરડીમાં કેટલું અંધારૂં છે તેનો તને ખ્યાલ નહિ આવે; કારણ કે તારા મહેલમાં તો અંધારાનો પ્રવેશ જ થઇ શકતો નથી. પણ ધણી, આ મારી ઓરડીમાં તો ભર ઉન્હાળાની મધ્યાન્હે આવનારને સુદ્ધાં મુખ સમીપ આણેલો હાથ પણ ન દેખાય એટલું અંધારૂં છે.

અન્નદાતા, મારી આ ચાલજ બહુ ગંદી છે. મારા જેવા જ મારા ગંદા પડોશીઓ જ્યાં ત્યાં કચરો કચરો કરી મૂકે

છે. મારી ચાલની બહારની બાજુએ ખૂણાએ પાનની પીચ-કારીઓ વડે લાલ રંગાયાં છે, કઠેરાઓ ઉપર દાતણના કૂચા ચોંટેલા છે અને પગ તળે જે વારંવાર ચગદાયછે તે દાતણના કુંઠાઓ છે. મારી ઓરડીની અંદરની ભીંતો ઘાસતેલના ખડીઆની મેશથી કાળી થઇ ગઇ છે.

માલીક, આ નરકડી ઓરડીમાં અમે કેટલા જણ રહીએ છીએ તે તું જાણે છે? મારી સાથે નરકના કુંડ રૂપ મારા બીજા ત્રણ સાથીદારો* અને એમના કુટુંબીઓ છે. શેઠ, એ ત્રણે મને એવા સતાવે છે કે હું દીન બની જાઉં છું; પણ આ તારો નોકર અમને હાંકી મેલી શકતો નથી.

મારા નાથ, મને ઘણીવાર એવું મન થઇ આવે છે કે મારા સાથીઓની ગેરહાજરી હોય ત્યારે આ ઓરડાને હું લીંપી નાંખું, ચાલ આખી ધોઇ નાંખું અને તારે માટે એક જાજમ બિછાવી તારા જ ઘરનો દીવો લાવી મૂકી દઉં; પછી મારે ઘેર તને લઇ જવાને તેડવા આવું!

પણ, મને ધાસ્તી રહે છે કે તને તેડવા આવ્યો હોઉં એટલામાં પેલા ત્રણ પાપીઓ ઓરડીમાં પેસી ઘરને પાછું બગાડી મૂકશે. શું કરું, ભૂપેશ, મારી ઓરડીને બંધ કરવા તાળું‡ નથી!

પણ, તને મારે ઘેર બોલાવવાની મને બહુ હોંશ છે, પણ સ્વામિન્ હું જાણું છું, મારા અન્નદાતા, કે મારે ઘેર એક વાર આવ્યા પછી મને આવા શેતાનો વચ્ચે અંધારામાં રહેવા

*કામ, ક્રોધ, લોભ—त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः।
‡તાળું = સંયમ.

હેવા તારૂં મન નહિ માને. તું એટલો દયાળુ છે કે પેલા સાથીઓને હાંકી કાઢવા તું મને સિપાઇઓ આપીશ, મારૂં ઘર સાફ કરવા મદદગાર મોકલીશ, અને મારી આ અંધારી કોટડીમાં સૂર્યનાં કિરણો આવવાને બારીઓ મૂકાવીશ.

૨

## તૈયારી

ઉઠ, પત્નિ, ઉઠ. બપોરે બરાબર બે વાગે શેઠ આપણે ઘેર પધારવાના છે તે ભુલી ગઇ ? આખી રાત જાગી મેં ચોકી પરના ટકોરા સાંભળ્યા છે. હમણાં જ ચાર ટણકારા થયા. હવે તો તારે ઉઠયે જ છૂટકો છે.

બાર વાગ્યા પહેલાં મારે માલીકને ઘેર પહોંચી જવું જોઇએ. આવા મોટા પુરૂષ આપણે ઘેર પધારે તેને બે કલાક પહેલાં પણ હું તેડવા ન જાઉં શું સારૂં લાગે ? માટે ઉઠ, વહેલી થા વ્હાલી, બાર વાગ્યા પહેલાં આપણે બધી તૈયારી કરી રાખીએ.

તું પહેલાં આ ઓરડી લીંપી નાંખ, ભૃત્યે; એટલી વારમાં હું શેઠને ઘેરથી આણેલો આ દીવો સાફ કરી નાંખું છું. એનો કાચ સાફ કરતાં તને નહીં આવડે, માટે એને હું જ ધોઇને લુછીશ. દીવો સાફ કરીને હું ચાલનો કચરો વાળી નાંખીશ, અને ઓરડી લીંપીને તું વાસણ અજવાળવા બેસજે.

પ્રિયે, ખૂણાઓમાં કચરો રહી ન જાય એ ધ્યાનમાં રાખજે હોં ! વાસણ માટે થોડી આમલી ભલે વાપરજે, પણ એને

કાળાં ના રાખીશ હોં! કિંકરિ, આપણે આપણી નિર્ધનતાને ઢાંકી રાખી વધારે દીન નહી દેખાડીએ.

બે હજી આપણે કેટલાંયે કામ કરવાનાં છે, અને બાર તો હમણાં વાગશે. કાલે મેં એક મિત્રને ત્યાંથી આ જાજમ આણી છે, તેને ઝાટકો આપવા તારે મને હાથ દેવો પડશે. એ કોઇ જગ્યાએથી ફાટી હોય તો તારે એને થીંગડું દઇ દેવું જોઇએ. થીગડું હશે તો હરકત નહી, પણ સ્વામી જાજમમાં છિદ્ર જોશે તો આપણે વિષે શું ધારશે?

નાહ્યા પહેલાં, ગૃહિણિ, તારે વાળ સાફ કરી હોળવા. ધુપેલ નહી હોય તો હું તને એક પૈસાનું લાવી દઇશ, પણ તારા વાળની લટો ઉડયા કરશે તો અન્નદાતાને નહી ગમે.

તું આજે શેઠાણીએ આપેલાં લૂગડાંમાંથી નવું વસ્ત્ર કઢાડીને પહેરજે. કોઇ જગાએથી એ ફાટેલું હોય તો એને સીવ્યા વિના પહેરીશ નહી. શેઠ આગળ આપણે આપણી ફુવડતા દેખાડવી ન જોઇએ; ભલે એ આપણી દીનતા જુએ.

હું પણ આજે નવો પોશાક પહેરીશ. આપણા હૃદયનો આનન્દ આપણને મ્હોડેથી કહેતાં નહીઆવડે. આપણાં કપડાં અને આપણી વેવલી દોડધામ અને ઘેલી વ્યવસ્થાથી આપણે એ વ્યક્ત કરીશું.

વારંવાર કાંઇ શેઠ આપણે ઘેર પધારતા નથી. વ્હાલી, આપણા જેવા તો અનેક કિંકરોના એ સ્વામી છે. એ આવે ત્યારે આપણે એમને ખુશ કરવા જોઇએ. જો, તું એમની આગળ વિવેકથી વર્તજે. નાની નાની ચીજોની માગણી કરી તું એમને પજવીશ નહી.

ગૃહિણિ, આજે કાંઇ તારાથી રાંધી શકાશે નહી, માટે એની ગરબડમાં પડીશ નહી. જમવાને માટે પાછળથી પુષ્કળ વખત રહેશે.

અહાહા! આજે આપણે દીવાળીનો દિવસ છે! આજે ગરીબ પરવરની આપણે ઘેર પધરામણી છે!

*

## અવતાર

આજે મારો શેઠ નોકર બન્યો. ટુંકાશા ધોતીઆનો કચ્છ ભીડી, નોકરશાઇ 'પાગોટી' માથે મૂકી, પીળી ખાદીનો કોટ ઘાલી, મારો માલીક નોકરોમાં આવી બેઠો.

અમને શું આજે હસાવ્યા! શું હસાવ્યા! કિંકરોના નાથે આજે અમને આનન્દમાં ડુબાડી દીધા!

બપોરના બે વાગે ભોંયતળીઆની પડશાળમાં અમે બધા નોકરો બેઠા હતા ત્યાં મારો ન્યાલકરણ શેઠ ચાલીને આવ્યો અને અમારી વચ્ચોવચ અમારી માફકજ બેઠો. કોણ જાણે કે એ સર્વ કિંકરોનો નાથ હશે? અમારા જેવી જ અશુદ્ધ બોલી એણે આદરી અને અમારા સરખી જ ચેષ્ટા એણે જાળવી. 'બૂટ' કાઢતી વખતે જ જેના ચરણકમળનો સ્પર્શ અમે કરી શકતા તે અમારો સ્વામી અમને અડીને અમારામાં ભળ્યો.

શી અમારા ઉપર એની વ્હાલપ હતી! અનેક મીલોનો ધણી આજે અમારા ઉપર અમીરસ વરસ્યો. અનુપમ શૃંગાર પોતાના ભવ્ય દીવાનખાનાનો મંચ છોડી, સર્વે આનન્દના સુકાન રૂપ પોતાની રમાને મૂકી, લક્ષ્મીનાથ અમારી ખરખ—

ચડી જમીન ઉપર બેસી ગયો.

એના પ્રાકૃત વેશમાંયે એ કેવો શોભતો હતો! એ અમારા સરખો હાવભાવ કરતો, છતાં અમે તેને પકડી પાડતા. જેની રગેરગમાં પ્રભુત્વ છે તે કિંકરચેષ્ટા આદરે તેથી કાંઇ એનું ઐશ્વર્ય ઢંકાય છે? અમે એના દાસભાવમાં ભુલો કહાડી ખૂબ હસ્યા; આ અઢળક વિભુતિનો સ્વામી પણ અમારી સાથે હસ્યો.

આજે એણે અમને સ્વામી-સેવકભાવ ભુલાવી દીધો; પણ અમારો પ્રેમ દ્વિગુણિત વધારી દીધો અને પ્રેમે અમારી કિંકરતામાં અનેકગણી વૃદ્ધિ કરી મૂકી.

૪

## દીન સ્વાગત

કાલે રાત્રે મારે ઘેર પ્રભુ ઓચિંતા પધાર્યા. મને કહ્યું, "દાસ આજે તારે ઘેર જ સૂઇ રહીશ."

અહાહા! મારો સ્વામી સ્વેચ્છાથી ચાકરની સેવા લેવા આવ્યો તેથી મને કેટલો આનન્દ થયો તે હું શું કહું!

પણ અરેરે, નાથના સ્વાગતને યોગ્ય મારી પાસે કશી સામગ્રી ન નીકળી.

મેં મારો ખાટલો ઢાળી આપ્યો, ખરબચડી કાથાની દોરડીથી આછા આછા ભરેલા, ઝોળી જેવા થઇ રહેલા ખાટલા પર મેં ગિરણીપતિને બિરાજવા કહ્યું.

મારી પાસે કશું પાથરણું ન મળે.

વરસાદમાં પહેરવા આપેલો મારો ઓવરકોટ પાથરી તેના ઉપર શેઠે મને આપી દીધેલું એક ધોતિયું બિછાવી, મેં

બંગલાવાળાની પથારી કરી.

મેં વિચાર કર્યો કે મારા ખોળામાં કિંકરોના નાથનું મસ્તક રાખી બેસી રહીશ. પણ જેનાં ચરણોથી રેણુંમાં આખી રાત મારૂં આખું રોમાંચ ભીંજાય તે મારા સ્વામીના મસ્તકને મારા પગોના લાગતો સ્પર્શ કરાવતાં હું અચક્યો. કેટલાંક કપડાંની ગાંસડી કરી મેં મારા અન્નદાતાને ઓશીકું બનાવી આપ્યું.

મારા માલીક પોઢયા અને મેં રાત્રીભર એમનાં કોમળ ચરણો દાબવાનું સુખ મેળવ્યું.

સ્વામીએ પ્રભાતે કહ્યું, " સેવક, આજે બહુ સારી ઊંઘ આવી. " હું જાણું છું કે એ દયાળુએ મારા પરના પ્રેમને ખાતર જ એ માયાળુ વચનો કહ્યાં.

૫

## ચરિત્રા

કિંકરબન્ધુ દેવજીને ત્યાં આજે સ્વામી ઓચિંતા પધાર્યા.

મરચાં અને રોટલો દેવજી ખાઇ રહ્યો હતો, તેની પાસે જઇ માલીકે કહ્યું, "દેવા, ભૂખ લાગી છે, ખાવાનું આપ."

દેવજી બોલ્યા, " જનેશ, મારા જેવા ગરીબને ત્યાં તમારે ખાવા જેવું શું હોય?

નાથે કહ્યુ, " જે હોય તે ચાલશે. મને બહુ ભૂખ લાગી છે, જલદી આપ. "

દેવજી એ કહ્યું, " આ હું ખાઉં છુ તેવો રોટલો અને મરચું અભરાઇ ઉપર ઢાંકયું છે, શેઠ. "

શ્રીમન્તે કહ્યું, "બતાવ, બતાવ, ક્યાં છે? મારાથી રહેવાતું"

નથી. ”

કિંકરાધિપતિ ઉઠયા અને અભરાઇ પરથી હાથેથી રોટલો અને અથાણું ઉતારી લઇ દેવજીની સામે બેસી ખાવા મંડયા.

અનેક દીન જનોનું અન્નથી પોષણ કરનાર ગરીબના સુકા રોટલાથી તૃપ્ત થયા હોય તેમ દર્શાવી બોલ્યા. “ દેવા, આવો મીઠો રોટલો મેં કદી ચાખ્યો ન હતો. તેં મારી આજે ભુખ ભાગી, માટે ઇનામ માગ. ”

દેવજી કહે, “ મહારાજ, મારાં એવાં ભાગ્ય કયાંથી હોય કે માલીક પોતે આવી મારો રોટલો માગીને લે ? તમે રાજી થયા, હવે મારે શું માગવાનું હોય ?

શેઠ, કહે “ ના, ના, કાંઇ પણ માગ. ”

દેવજીએ શેઠની સમીપમાં રહી સેવા કરવાનું માગી લીધું અને મહેરબાને પોતાના ઓરડાના બારણા આગળ બેસી રહેવાની એને આજ્ઞા કરી.

આશુતોષની બધી ક્રિયા ભૃત્યોને આનન્દકારક છે. દેવજી, તું ધન્ય છે કે તારે ઘેર સ્વામી અણુતેડયા આવ્યા અને અણુતેડયા જમ્યા ! દેવજી, મારા પર સ્વામીની એવી કૃપા થાય એવું સાધન બતાવીશ ?

૬

## શા માટે હડતાળ?

અમારે શા માટે હડતાળ પાડવી જોઇએ ભાઇ ?

અમારા સાહેબે મીલ બાંધ્યા પછી અમને સર્વેને ભેળા કરી કહ્યું “ કિંકરો, લો આ યન્ત્રમાળાને સંભાળો. ”

દાસો, એને સારી રીતે સાચવજો, અને એમાંથી લાભ ઉઠાવજો. સૌ હળીમળીને પોતપોતાની શક્તિ પ્રમાણે કામ કરજો અને મહેનત પ્રમાણે ફળ વહેંચી લેજો.

ભૃત્યો, મારી તમને એવી સલાહ છે કે વર્ષાન્તે જે પ્રાપ્તિ થાય, તેનો મોટા પગારવાળા દશાંશ, અને સામાન્ય મજૂરો વીશાંશ ભાગ મારી પાસે જમા કરાવજો. નોકરોના અને ગિરણિના લાભ માટે જ એ રકમનો ઉપયોગ થશે. "

અમે પૂછ્યું, " માલીક સાહેબ, ત્યારે તમારું શું ? "

મીલના ધણી હસીને બોલ્યા, " ભાઇઓ, તમારા સુખ સિવાય મારે કાંઇ ન જોઇએ. "

અમે કહ્યું, " એમ તે કાંઇ હોય, નાથ ? આપનો પણ કાંઇ ભાગ રાખો. "

સ્વામિ કહે, " કિંકરો સ્વેચ્છાથી જે અર્પણ કરશે તે હું સ્વીકારીશ. "

પણ અમે હઠપૂર્વક કાંઇએ નામ પાડવા વિનન્તિ કરી ત્યારે ભૃત્યપતિ બોલ્યા, " ભલે ત્યારે હું તમારી દરેક જણની પાસે દર વર્ષે આઠ આના માગી લઉં છું. "

અમારા ઇજનેરો અને મોટા પગારવાળાઓએ કહ્યું, "સ્વામીજી, એટલું થોડું ન હોય. અમારી પાસેથી તો કાંઇ વિશેષ રાખો. "

પણ ભૃત્યવત્સલ કહે, " ના; દીનમાં દીન મજૂરનો છોકરો જે મને સહેલાઇથી આપે તેટલું જ હું લઇશ. "

બોલ ભાઇ, અમારે શા માટે હડતાળ પાડવી જોઇએ ?

કિંક-

# પૉલિટિક્સ.

આપના શ્રી ચરણમાં પ્રણામ. અફીણ પહોંચ્યું છે. આપે પુષ્કળ અફીણ મોકલ્યું છે. શ્રી ચરણમાં પ્રણામ—પુનઃ પુનઃ પ્રણામ. હજી થોડું અફીણ મોકલાવશો.

પણ આપના ચરણકમળમાંથી કમલાકાન્ત તરફ આવી કઠિન આજ્ઞા શા માટે મોકલવામાં આવી તે હું સમજી શકતો નથી. આપ લખો છો કે "હાલમાં નવા કાયદાને લીધે લોકો પોલિટિક્સ ( રાજનૈતિક વિષય ) વિષે બહુજ થોડું લખે છે. તમો કાંઇક લખો તો ઘણું સારૂં." એમ શા માટે, મહાશયો મેં એવાં શાં પાપ કર્યાં હોય કે પોલિટિક્સરૂપી પત્થર મારીને મારૂં માથું ફોડું? કમલાકાન્ત બિચારો દરિદ્ર બ્રાહ્મણ, તેને શા માટે પોલિટિક્સ વિષે લખવાની આજ્ઞા કરો છો? કમલાકાન્ત સ્વાર્થી માણસ નથી. અફીણ સિવાય મને જગતમાં બીજો કોઇ સ્વાર્થ નથી. મારા જેવા ગરીબ ઉપર શા માટે પોલિટિક્સ રૂપી બોજો લાદો છો? શું હું રાજા છું? શું હું ખુશામતીઓ છું? શું હું જુગારી છું? શું હું ભિખારી છું? શું હું પત્રનો અધિપતિ છું કે મને પોલિટિક્સ વિષે લખવાનું કહો છો? આપે મારૂં દફતર તો વાંચ્યું હશે. તેમાં મારી સ્થૂલ બુદ્ધિનું એક પણ ચિન્હ તમારી નજરે પડયું કે મને પોલિટિક્સ વિષે લખવા કહ્યું? અલબત. મેં અફીણની ખાતર આપની ખુશામત કરી હશે પણ એ ઉપરથી એમ તો નજ સમજવું કે હું એવો સ્વાર્થપરાયણ, નીચ ખુશામતીઓ છું કે પોલિટિક્સ ઉપર લેખ લખું! ધિક્કાર છે તમારા અધિ-

પતિઓને! ધિક્કાર છે આપે કરેલા અફીણના દાનને! આપ હજી પણ સમજી શક્યા નહિ કે કમલાકાન્ત એક ઉચ્ચ આદર્શ ધરાવનાર કવિ છે. કમલાકાંત પામર પોલિટિશિયન નથી.

આપની આ આજ્ઞા મળ્યા પછી હું અત્યંત ખિન્ન ચિત્તે એક પડી ગએલા વૃક્ષની ડાળ ઉપર બેઠો અને "બંગદર્શન"ના તંત્રીની બુદ્ધિમાં થએલી વિપરીતતા વિષે વિચાર કરવા લાગ્યો. શું કરૂં? ગમે તેમ કરીને પણ સવાપાશેર અફીણનો કસુંબો મેં ઉતારી દીધો છે. સામે ગણુ ઘાંચીનું ઘર છે-ઘરના આંગણામાં બે ત્રણ બળદ બાંધેલા છે-ઘાંચણના હાથે તલની સાનીની જોડે ભેળવાયલો ખોળનો ભુકો ખાઇને આંખો મીંચીને બળદ પાગોળતા બેઠા છે. આ દશ્ય જોઇને મને કંઇક શાંતિ વળી. અહીં તો પોલિટિક્સ નથી. આ ઘાંચીની કોઢની અંદર બાંધેલા બિચારા બળદ પોલિટિક્સ રહિત અકૃત્રિમ સુખ ભોગવતા બેઠા છે. તેમને જોઇને મને સંતોષ થાય છે. તોપણ અફીણના અમલને લીધે પ્રસન્ન મનથી લોકોનું પોલિટિક્સના વિષય તરફ થતું વલણ હું મારા મનમાં વિચારવા લાગ્યો. મને આ વખતે વિદ્યાસુંદરના નાટકનું એક ગાયન યાદ આવે છેઃ—

સુંગાભાઇ કહે બોલું બોલ,  
લંગડશા કહે મૂકું દોટ;  
તમે કહો હું બનું પંડિત,  
એ ત્રણેની એકજ રીત. વાહ! વાહ! વાહ!

આપણા લોકોની વૃત્તિ હમણાં પોલિટિક્સ તરફ છે. દરરોજ થોડી થોડી પોલિટિક્સ જોઇએજ. પણ બોબડાની વાક્ચાતુર્યની કામના, લંગડાની દોડવાની અભિલાષા, આંધળાની ચિત્રો

જોવાની લાલસા, અને બિચારી હિંદુ વિધવાની સ્વામિસ્નેહની આકાંક્ષા અને પત્નીનો પ્રેમ ભોગવવાની મારા મનની ઇચ્છા એ સર્વ માત્ર ઉપહાસજ કરાવનારછે; કેમકે તે કદી પણ ફળીભુત થનાર નથી. પોલિટિક્સ-પોલિટિક્સ કરનારા ભાઇઓ! હું કમલાકાન્ત ચક્રવર્તી તમારા ભલાની એક વાત કહું છું તે સાંભળો. ઉપાઇને સાસરૂં તો છે, પણ જે પ્રજાને માત્ર સત્તર સ્વારોએ જિતીને પરાધીન કરી તેને વળી પોલિટિક્સ કેવી? જય રાધેકૃષ્ણ! ભગવાન તમારૂં ભલું કરશે! અમે ભુખ્યા તમારે આંગણે ઉભા છીએ. મૂઠી નાખશો કે બા? આ તેમની પોલિટિક્સ!! એ સિવાયની બીજી પોલિટિક્સ કે જે ઝાડ પર ઉગે છે, તેના તો બીજ પણ આ દેશની જમીનમાં અંકુરિત થવાનો સંભવ નથી.

આ પ્રમાણે હું વિચાર કરતો બેઠો હતો એવામાં મેં જોયું કે ગણુ ઘાંચીનો પૌત્ર જેની ઉમર દશ વર્ષની છે તે એક શકોરામાં ભાત લાવી ઓટલે બેસીને ખાવા લાગ્યો. તેને દુરથી એક કાબરચીતરા કૂતરાએ જોયો. જોઇને થોડી વાર ઉભો રહ્યો પછી નિરાશ થઇને જીભ બહાર કહાડવા લાગ્યો. ધોળાં જૂઇનાં ફુલ જેવો ભાત કાંસાના પાત્રમાં શોભી રહ્યો હતો – કુતરાના પેટ તરફ જોયું તો વેંતવેંતના ખાડા પડેલા હતા. કૂતરો બિચારો ઉભો ઉભો ટગરટગર જોવા લાગ્યો. પછી આળસ મરડીને કાન ફફડાવ્યા. ત્યાર પછી ખહુ વિચાર કરી કરીને ડરતો ડરતો એક એક પગલું આગળ આવવા લાગ્યો, અને ઘાંચીના છોકરાના ભાતથી ભરેલા મોં તરફ આડી નજરે જોતો જાય અને બ્હીતો બ્હીતો એક પગલું આગળ ભરતો જાય. અફીણના પ્ર–

તાપથી મને દિવ્ય ચક્ષુ પ્રાપ્ત થયાં. મેં જોયું કે આ પોલિ-ટિક્સ ચાલે છે અને કુતરો મહાન પોલિટિશ્યન છે. પછી ઘણો વિચાર કરીને એકાગ્ર ચિત્તે બેસીને મેં જોયું કે કુત-રાએ એક પક્કા પોલિટિશ્યનની ચાલ ચાલવી શરૂ કરી હતી. કુતરાએ જોયું કે ઘાંચીનો છોકરો કાંઇ બોલતો નથી, ઘણો દયાળુ લાગે છે એટલે તે ધીરે ધીરે તેની પાસે જઇને લાંબા પગ કરીને બેઠો. પછી પૂછડી હલાવવા લાગ્યો અને ઘાંચીના છોકરાના સામું જોઇ પુષ્કળ હાંફવા લાગ્યો. તેનું દુર્બળ શરીર, ચોંટી ગયેલું પેટ, દયામણી નજર અને તેના મોંમાંથી વારંવાર નીકળતા નિઃશ્વાસ જોઇને ઘાંચીના છોકરાને તેના પર દયા આવી. કુતરાનું 'પોલિટિકલ એજીટેશન' (રાજનૈતિક આંદોલન) સફળ થયું. ઘાંચીના છોકરાએ માછલીના હાડકાના એક ટુકડાને સારી પેઠે ચુસી લીધા પછી કુતરા તરફ નાખ્યો. કુતરાએ અત્યંત આનંદથી બેલછામાં આવી જઇને તેને ચાટ-વાનું, ચાવવાનું, ગળવાનું અને પચાવવાનું કામ શરૂ કર્યું. આનન્દને લીધે તેનાં નેત્રો ચળકવા લાગ્યાં.

જ્યારે આ માછલીના હાડકાના ભક્ષણનું મહાન કાર્ય ઉત્તમ પ્રકારે સમાપ્ત થયું ત્યારે તે સુચતુર પોલિટિશ્યનના મનમાં ઇચ્છા થઇ કે બીજો ટુકડો મળે તો કેવું સારૂં? એવો વિચાર કરીને. પોલિટિશ્યન છોકરાના મોં તરફ ટીકી ટીકીને જોવા લાગ્યો. જોયું તો છોકરો ભાતમાં આમલી અને મરચાંનું પાણી ચોળીને સપાટાબંધ ગીરાવતો બેઠો છે; અને કુતરા તરફ નજર પણ નાખતો નથી. હવે કુતરાએ એક 'બોલ્ડ મૂવ' (હિંમતભર્યું પગલું) લીધું. કેમ ન લે? જમે તેવો પણ પોલિ-

ટિશ્યન ! આવી રાજનીતિના બળ ઉપર આધાર રાખીને તે એક પગલું આગળ આવીને બેઠો અને નિઃશ્વાસ નાખવા લાગ્યો; તો પણ ઘાંચીના છોકરાએ તેના તરફ જોયું નહિ. ત્યાર પછી તે ઝીણે ઝીણે સ્વરે રડવા લાગ્યો. જાણે કહેતો હોય કે: "હે રાજાધિરાજ ! ચી કુમાર! આ ગરીબનું પેટ ભરાયું નથી" આ સાંભળીને ઘાંચીના છોકરાએ તેના તરફ જોયું. માખણી તો ન હતી પણ એક ભાતનું ઢેફું તેના તરફ ફેંક્યું. જે આનંદથી પોતાના નંદનવનમાં બેસીને ઇંદ્ર અમૃતપાન કરે છે, જે રૂપથી કાર્ડિનલ વુલ્સીએ અને કાર્ડિનલ ઝેરેનો પોતાની કાર્ડિનલની ટોપી ધારણ કરી હતી તેટલાજ આનંદથી તે કૂતરો ભાત ખાવા લાગ્યો. એવામાં ઘાંચણ ઘરમાંથી બહાર આવી. છોકરાની પાસે બેસીને કૂતરો લપક લપક ભાત ખાય છે એ ઘાંચણથી સહન થયું નહિ. તેનાં નેત્ર ક્રોધથી લાલચોળ થઇ ગયાં, અને એક ઈંટનું રોડું ઉપાડીને તેણે કૂતરા તરફ જોરથી ફેંક્યું. બિચારો પોલિટિશ્યન માર ખાઇને પાછલા બે પગ વચ્ચે ઘણીજ કાળજીથી પોતાની પુછડી છુપાવીને અનેક પ્રકારની રાગરાગણીના આલાપ મારતો મારતો ત્યાંથી પલાયન કરી ગયો.

એવામાં એક બીજો બનાવ મારી દૃષ્ટિએ પડ્યો. જ્યારે પામર કૂતરો પોતાના પેટને માટે અનેક પ્રકારનું ચાતુર્ય બતાવી રહ્યો હતો તેજ વખતે એક હૃષ્ટપુષ્ટ ગોધો આવીને ઘાંચીએ બળદને નાખેલા પોતાના વાસણમાં મોં ઘાલીને મરજીમાં આવે તેટલું ખાવા લાગ્યો. બળદ ગોધાનાં ભયંકર શીંગડાં અને મજબુત દેહ જોઇને ડરી ગયો અને વાસણમાંથી પોતાનું મોઢું

કહાડી લીધું તથા તેની ભોજન કરવાની કુશળતા ભયપુર્ણ નેત્રે નિહાળવા લાગ્યો. કુતરાને પત્થર મારી હાંકી કહાડી ઘાંચણ આ નવીન ચોર તરફ વળી અને એક લાકડી લઇને ગોધાને મસાણ તરફ જવાની સલાહ આપતી આપતી તેના તરફ દોડતી આવી; પણ મસાણે જવાની વાત તો બાજુએ રહી અને ગોધો એક ડગલું પણ ત્યાંથી ખસ્યો નહિ. જેવી ઘાંચણ તેની પાસે આવી એટલે તરતજ તેણે પોતાનાં લાંબાં શીંગડાં હલાવ્યાં અને તેની છાતીમાં પોતાનાં શીંગડાંની અણી કેવી રાહેલાઇથી પ્રવેશ કરી શકશે તેનું સૂચન કરવા લાગ્યો. ઘાંચણ રણસંગ્રામમાંથી પાછી હઠી અને ઘરમાં પેસી જઇને બારણાં બંધ કરી દીધાં. ગોધો પણ પોતાની ફુરસદ ઇચ્છા પ્રમાણે ગોતાનો આહાર કરી ડોલતો ડોલતો પોતાને મુકામે ચાલ્યો ગયો.

મને વિચાર આવ્યો કે આ પણ એક પોલિટિક્સ છે. મેં બે પ્રકારની પોલિટિક્સ જોઇ; એક કુતરાની અને બીજી ગોધાની. બિસ્માર્ક એ ગોધાની પદ્ધતિ ગ્રહણ કરનાર પોલિટિશ્યન છે અને કુકરીઓ માંડીને આપણા પરમપ્રિય રાવબહાદુર ઢોલકપ્રસાદ શર્મા સુધીના બધા કુતરાની પદ્ધતિ ગ્રહણ કરનારા પોલિટિશ્યનો છે. બંકિમ નિબંધમાલા.



# લોકહૃદય.

દરેક રાષ્ટ્રીય પ્રવૃત્તિને વખતે તે પ્રવૃત્તિ પાછળ રહેલી લૌકિક ભાવનાનું સૂચક એક એક ગીત અત્યંત લોકપ્રિય થઇ જાય છે. બંગાળમાં રાષ્ટ્રીયતા જાગી ત્યારે

'આઓ ભારતેર જય, કી ભય કી ભય ?'

એ પદ લોકપ્રિય હતું. તે વખતે ભારતનું માત્ર જયગાન કરવા માટે પણ લોકોમાં નિર્ભયતા રેડવી પડતી. લોકમાન્ય તિલક જેલમાં ગયા તે વખતે

जो लोककल्याण साधावया जाण।
र्ह्ह करीं प्राण त्या सेवय कैंचें ?

એ પદ બધે ગવાતું. બંગળામાં અરાજક વધ્યું ત્યારે નૌજવાનો

'દિન પર દિન જૂલમ હોતા હૈ,
જંગી જવાન જલદી લેવો હથિયાર'

એમ ગાતા ફરતા. મહારાષ્ટ્રમાં જયારે ક્રાન્તિવાદ ફેલાયો ત્યારે

'रणाङ्गीण स्वातंत्र्य कोणा मीळालें ?

એ લીટી સર્વતોમુખી થઇ હતી.

પછી ચળવળ દબાઇ ગઇ અને તેમાંથી હોમરૂલ લીગની હીલચાલ શરૂ થઇ. તેમાં તો અમારે સ્વરાજ્ય જોઇએ છે એટલી જ વાત. તે વેળા

'ભારત હમારા દેશ હૈ'

'ભારત કી દુઃખપ્રદ અવનતિ પર કયોં નહિ અશ્રુ બહાવેંગે ?'

એની જ ધૂન ચાલતી અને

'કુછ ન કુછ કર જાયેંગે'

મિટલો જ નિશ્ચય પ્રજા કરી શકતી હતી.

ત્યારપછી સત્યાગ્રહ આવ્યો, અહિંસાને વળગી ર ી દેશને માટે નિર્ભયપણે મરવાનો ઉપદેશ થવા લાગ્યો, હૃદયમાં અનેક યુદ્ધ અને મિશ્રિત ભાવો વલોવાવા લાગ્યા ત્યારે લોકોએ ઉપાડયું,

'સરપરોશી કી તમન્ના અબ હમારે દીલમેં હૈ '

ખત આવવા દો એટલે બતાવીશું. આજે અમારા હૃદયમાં શું છે એ કેમ કહી શકાય? એ પ્રજાનો ભાવ હતો. જાબમાં જ્યારે દમનનીતિ શરૂથઇ ત્યારે શીખો ગાવાલાગ્યા.

'કદી નહિ હારના, ભાવે સાડી જાન જાવે.'

તલવાર ચાલે, બંદૂક ચાલે, તોપ ચાલે તોપણ, સર્વસ્વ ટાઇ જાય તોપણ, આપણે હારવાના નથી એમ પ્રજાનેલાગ્યું.

પણ કરવાનું શું? એ સવાલ તો રહ્યો જ. પ્રથમ તો રકારને સુધારવાનો જ વિચાર હતો. સરકારની ધર્મબુદ્ધિ ગૃત કરવાનો પ્રજાએ પ્રયત્ન કર્યો. પ્રજાએ હિંસાભાવ છોડી તાનો અસહકાર સરકારને જાહેર કરવા સભાઓ ભરી. પણ રકારે એવાં નિઃશસ્ત્રો પર ઉલટી ગોળીચલાવી. મહમદઅલી, કતઅલીએ નિર્ભયતાથી સરકારનીઆંખ ઉઘાડવાનો લાંબો યત્ન કર્યો પણ એનું ફળ શું આવ્યું? સરકારે એમને જેલમાં પૂર્યા. લાલા લજપતરાયે ખાનદાનીપૂર્વક સરકારને તાવવાનો પ્રયાસ કર્યો. તેમનો પણ એવોજ સત્કાર થયો. હાયુદ્ધમાં સરકારે ધર્મ, નીતિ અને આત્મનિર્ણયનાં બણગાં કી, શીખ અને મુસલમાન લોકની મદદ મેળવી અને દલામાં તેમનાં તીર્થસ્થાનો કબજે કર્યાં.

આવી સરકાર ક્યાં સુધી નભાવી લઇએ એમ પ્રજાને થાય

એમાં શી નવાઇ ? પોતાના સરદારના ઉપદેશથી પ્રજાએ અહિંસા સ્વીકારી છે, પણ તેથી શું પ્રજા મોળાપણું ધારણ પ્રજાનો અવાજ કરે? અહિંસક પુણ્યપ્રકોપમાં ભભૂકી ઉઠયો:–

નહિ રખની, નહિ રખની,
નહિ રખની સરકાર, જાલીમ નહિ રખની.
મુસલમાન કા મક્કા ખોયા, મુસલમાન કા મક્કા ખોયા,
સિખ્ખોં કા દરબાર,—જાલીમ૦
જલિયાંવાલા બાગ કે ભીતર, નિઃશસ્ત્રોપર ગોલી ચલા કર,
મારે કૈંક હજાર,—જાલીમ૦
મહમદઅલીકો પીંજરેપાયા, શૌકતઅલીકો પીંજરેપાયા,
લાલાજી કો પીંજરે પાયા, ગાંધીજી કો પીંજરે પાયા,
ઐસી હૈ બદકાર,—જાલીમ૦

આ ગીતની ચાલ વીરરસને પોષક છે. ભાષામાં તીખાશ પણ ઓછી નથી, છતાં તેમાં અહિંસાનો સંયમ સર્વોપરિ દેખાય છે. 'જંગી જવાન જલદી લેવો હથિયાર' નો ક્રોધ આમાં નથી.

આ લોકગીતનો કર્તા મક્કા શબ્દમાંજ ખિલાફતનો સમાસ કરી દે છે. જલિયાંવાલા બાગમાં ચોક્કસ કેટલાં લોકો મરાયાં તેનો હિસાબ કરવા તે નથી બેસતો. કેમકે તેને સામી હિંસા નથી કરવી સરકારના જુલમને તે ભૂલી શકતો નથી, ભૂલવા માગતો નથી; પણ તેટલા માટે 'જાલીમ' અને 'બદકાર' સરકાર સામે તે અત્યાચાર કરવા નથી માગતો. તે સરકાર સાથે ફક્ત છુટાછેડા કરવા માગે છે. પણ તે બાબતમાં તેનો નિશ્ચય થઇ ચુકયો છે અને થએલો નિશ્ચય તે આવેશપૂર્ણ વાણીમાં જાહેર કરતાં અચકાતોનથી. યથાર્થ અહિંસાવાન જ

આવી નિર્ભયતા માણસમાં આણી શકે છે.

આણંદ પરિષદ વખતે જ્યારે જ્યારે આ પદ બુલંદ અવાજે ગવાતું ત્યારે ત્યારે લોકોનાં રુવાટાં ઉભાં થતાં, કેમકે લોકો તેમાં પોતાનાં હૃદયનું પ્રતિબિંબ જોઇ શકતા.

આવાં પદો લોકોની ભાવનાઓ બનાવતાં નથી, ફક્ત બતાવે છે અને તેથી જ તે ક્ષણમાં લોકપ્રિય થઇ જાય છે અને લોકોની જીભ પર રમી રહે છે.

સ્વામી આનન્દાનન્દ

# ભારતવાસીઓનું મનુષ્યત્વ.

મહાશય! આપને શું લખું? લખવામાં વિઘ્ન નાખનાર અનેક દુશ્મનો ભમે છે. હું હમણાં જે ભાગ્યાતુટયા ઘરમાં રહું છું તેની પાસે મારા દુર્ભાગ્યે બે ત્રણ ફૂલના છોડ ઉગી નીકળ્યા છે. મને વિચાર આવે છે કે આ કમલાકાંતને કોઇ સગું વહાલું નથી ત્યારે આ પુષ્પો મારાં સખા અને સખીઓ થશે; કેમકે ખુશામત કર્યાથી એ કાંઇ પ્રફુલ્લિત થતાં નથી, એમને મેળવવા માટે રૂપીઆ ખર્ચવાની જરૂર પડતી નથી, એમને અલંકાર પહેરાવવા પડતા નથી, એમને પ્રસન્ન કરવાને જુઠાં વખાણ કરવાની જરૂર નથી, તેઓ પોતાના નિજાનંદવડેજ પ્રફુલ્લિત થાય છે. એમના મુખમાં હાસ્ય છે, રોદન નથી; આનંદ છે, ક્રોધ નથી. એવો પણ વિચાર આવે છે કે પ્રસન્ન ગોવાલણી

મારે ત્યાગ કર્યો તો ફિકર નહિ; હવે હું આ પુષ્પો સાથે પ્રેમ જોડીશ.

એટલામાં પુષ્પો પણ ખીલ્યાં–હસવા લાગ્યાં. તંત્રી સાહેબ! મને એક વિચાર આવ્યો! પણ વિચાર આવ્યો ન આવ્યો એટલામાં તો તે ખીલેલાં ફૂલને જોતાં વારજ ભમરાનાં ઝુંડનાં ઝુંડ–હજારો પતંગીઆં મધમાખીઓ અને બીજાં અનેક પ્રકારનાં રસશોધક રસિકોનાં ટોળે ટોળાં મારા બારણા આગળ આવીને હાજર થયાં. પછી ગણ ગણ, ભણ ભણ, ઝણ ઝણ, ગનન ગનન કરીને તેઓ મને ત્રાસ આપવા લાગ્યાં. તેમને મેં ઘણુંએ સમજાવ્યાં કે "સદ્ ગૃહસ્થો! આ સભા નથી, સમાજ નથી, એશોશિયેશન, લીગ, સોસાઇટી, કલબ એવું કાંઇજ નથી; આતો માત્ર કમલાકાંતની પર્ણકુટી છે. આપને જો ગનનન ગનનન કરવું હોય તો બીજે કોઇ ઠેકાણે જાઓ. હમણાં હું કોઇ રૅઝોલ્યુશન (ઠરાવ) પસાર કરાવવા તૈયાર નથી; માટે આપ કોઇ બીજે ઠેકાણે સિધાવો; પણ એ ગણુણુણ ભણુણુણ કરનારા ગૃહસ્થો કોઇ રીતે જવાને કબુલ થયાજ નહિ. ઉલટા તેઓ પુષ્પોના છોડ ઉપરથી ઉડીને મારી પર્ણકુટી ઉપર હુમલો કરવા લાગ્યા. મેં આપને પત્ર લખવાનું કામ તો હમણાંજ શરૂ કર્યું (હમણાં અફીણનો અમલ ઉતરવા આવ્યો છે) એટલામાં તો એક કાજળ જેવો કાળો ભમરો ભૂઉંઉં કરીને ઘરમાં દાખલ થયો અને મારા કાન પાસે આવીને ગણગણવા લાગ્યો. તંત્રી મહાશય! કહેશો! હું આપને પત્ર શી રીતે લખી શકું?

ભમરાજી મનમાં એમ સમજે છે કે પોતે ઘણા રસિક અને

છટાદાર વક્તા છે; અને તેના ગણગણાટથી મારા આખા શરીરમાં આનંદની લહરી ફેલાઇ જઇને મને ઘણોજ સંતોષ થશે. મારાજ આંગણાનાં ફુલની પાંખડીઓ તોડીને મારાજ કાન પાસે ગણગણાટ મચાવી મુકે છે. મારો ક્રોધ એકદમ બોઇલિંગ પોઇંટની પર ગયો. મેં પંખો લઇને તેની સાથે યુદ્ધ આરંભ્યું, પછી મેં ઘૂર્ણન, વિઘૂર્ણન, સંઘૂર્ણન વગેરે વિવિધ દાવપેચ કરી પંખારૂપી શસ્ત્ર ચલાવવા માંડયું. ભમરો પણ ડીન, ઉડ્ડીન, પ્રડીન, સમાડીન વગેરે તરેહ તરેહના પેંતરા ભરીને પોતાની ચાલાકી બતાવવા લાગ્યો. હું કમલાકાંત ચક્રવર્તી–દફતર મુક્તાવલીનો લેખક છું; પરંતુ મનુષ્ય તે મનુષ્યજ! મનુષ્યનું પરાક્રમ અત્યંત તુચ્છ છે! તેનું બળ અત્યંત અલ્પ છે! હે મનુષ્યવીર્ય ધિક્કાર છે તને! તું પરાપૂર્વથીજ મનુષ્યને ઠગીને તારી અસારતા સાબીત કરતું આવ્યું છે. તેં ઝામાના યુદ્ધમાં હેનીબાલને, પલટોવાના યુદ્ધમાં ચાર્લ્સને, વોટર્લુના યુદ્ધમાં નેપોલિયનને અને આજે ભમરસાથેના યુદ્ધમાં કમલાકાંત ચક્રવર્તિને ફસાવ્યો છે. હું જેમ જેમ પંખો હલાવીને વાયુને ગતિમાન કરીને ભમરને ઉરાડી મુકવા લાગ્યો, તેમ તેમ તે દુષ્ટ ફરી ફરીને મારા માથાની પાસે આવીને ભણભણાટ કરવા લાગ્યો. કોઇ વાર તે મારાં કપડાંમાં સંતાઇ જઇને વાદળામાં છુપાઇને લડતા ઇન્દ્રજિતની પેઠે મારી સાથે યુદ્ધ કરવા લાગ્યો, તો કોઇ વાર કુંભકર્ણ સાથે યુદ્ધ કરતા રામચંદ્રના સૈન્યની માફક મારી બગલ આગળ આવીને ચીડવવા લાગ્યો. કોઇ વખત જાણે મારૂં પરાક્રમ સેમસનની માફક મારી ચોટલીમાં રહ્યું હોય તેમ સમજીને મારી મૈય

એવા કાળા વાંકડીયા વાળમાંજ ભરાઇ બેસીને ભેરીનાદ કરવા લાગ્યો. પછી તે કદાચ મને કરડી બેસે તેવા ભયથી મેંજ સમરાંગણમાંથી પલાયન કર્યું. ભમરાએ પણ મારી પૂઠ લીધી. એવામાં અધુરામાં પુરૂં ઉમરાની ઠોકર વાગવાથી કમલાકાંત “ પપાત ધરણી તલે. ” આ સંસારરૂપી જંગમાં મહારથી કમલાકાંત ચક્રવર્તી જેમણે દારિદ્ર, હંમેશનું વાંઢાપણું અને અફીણ વગેરેની સામે યુદ્ધમાં કદિ પણ હાર ખાધી ન હતી; તેમનો અફસોસ! એક સાધારણ જીવડાને હાથે પરાજય થયો.

પછી ધૂળ ખંખેરીને હું ઉઠી ઉભો થયો અને ભ્રમરરાજની ક્ષમા પ્રાર્થના કરવા લાગ્યોઃ— “ હે ભ્રમરકુલભૂષણ ! આ ગરીબ બ્રાહ્મણે તમારો શો અપરાધ કર્યો કે તમે તેના લખવામાં ખલેલ કરવા આવ્યા ? જુઓ, હું બંગદર્શનના અધિપતિને પત્ર લખવા બેઠો છું; પત્ર લખીશ તો અફીણ મળશે. તમે શા માટે ગણગણાટ કરીને તેમાં વિઘ્ન કરવા આવો છો ? મેં આજે સવારમાં એક બંગાળી નાટક વાંચ્યું હતું; તેથી એકાએક નાટકની ધુનમાં હું ભ્રમરને કહેવા લાગ્યોઃ—“ હે ભૃંગ ! હે અનંગરંગના તરંગમાં વિક્ષેપ કરનાર ? હે ઉદ્યાનવિહારી ? તમે શા માટે ભણભણાટ કરો છો? હે ભૃંગ ! હે દ્વિરેફ ! હે ષટ્પદ ! હે અલિ ! હે ભ્રમર ! હે ભમરા ! હે ભણભણ !”—

આ ભ્રમરસહસ્ત્ર નામના પાઠથી ભમરો એકદમ પ્રસન્ન થઇ ગયો. અને મારી સામે આવીને બેઠો. વળી પાછો ગણગણ કરીને ગળું સાફ કરીને બોલવા લાગ્યો. મને પણ અફીણના પ્રતાપથી સર્વ પ્રાણીઓની ભાષા સમજવાની શક્તિ પ્રાપ્ત થઇ હતી એટલે હું સ્થિર ચિત્તે સાંભળવા લાગ્યો.

ભમરરાજે બોલવા માંડયું; "હે વિપ્ર! મારા ઉપર આટલો ગુસ્સો શા માટે? હું શું એકલોજ ગણગણું છું? આ હિંદુસ્તાનમાં જન્મીને હવે ગણગણીએ નહિ તો બીજું કરીએ શું? કયો હિંદુસ્તાની ભણભણાટ નથી કરતો? કયા હિંદુસ્તાનવાસીએ ભણભણાટ છોડીને બીજો ધંધો શરૂ કર્યો? તમારામાં જેઓ રાજા મહારાજાઓ અને ઓનરેબલો છે તેઓ કાઉન્સિલમાં બેસીને ગણગણાટ નથી કરતા? જેમને રાવબહાદુર અથવા સર થવાની અભિલાષા છે તેઓ શું સાહેબ લોકોની પાસે બેસીને ભણભણાટ નથી કરતા? જેઓ માત્ર નોકરીનીજ ઉમેદ રાખે છે તેમના ભણભણાટનો તો પારજ નથી. હિંદુસ્તાનના શિક્ષિતો જેઓ થોડાં વર્ષ સુધી અંગ્રેજી શીખ્યા છે, તેઓ તો હાથમાં સિફારસની ચિઠ્ઠીઓ લઇ દરવાજે દરવાજે ભણભણાટ કરતા ફરે છે તેઓ મચ્છરની માફક ખાતાંપીતાં, ઉઠતાં બેઠતાં, હાલતાં ચાલતાં, રાત દહાડો, સવાર, બપોર ને સાંજ હરઘડી ભણભણાટજ કરતા રહે છે. જેઓ નોકરી ન કરતાં સ્વતંત્રપણે વકીલ, બારિસ્ટર તરીકે ધંધો કરે છે, તેઓ સનંદી ભણભણાટ કરે છે. સાચા જૂઠાના સાગરસંગમમાં પ્રાતઃસ્નાન કર્યા પછી જયાં લાકડાના અથવા સળીઆના પાંજરામાં માથે "નીગ" પહેરીને હાઇકોર્ટના જડજો, જીલ્લા જડજો; સબ જડજો, ડેપ્યુટીઓ; મુનસફો વગેરે બેઠા હોય ત્યાં જઇને ભણભણાટનો ફુવારો છોડી મૂકે છે. કેટલાક એમ સમજતા હોય છે કે ભગભણાટ કરવાથી દેશનો ઉદય થશે તેથી તેઓ નાના મોટાને એકઠા કરીને ગણગણવા માંડે છે. દેશમાં દુકાળ પડયો, ચાલો ભાઇ જરા ભણભણીએ. આપણા

લોકોને ઘણી ઉંચી નોકરીઓ આપવામાં આવતી નથી, માટે ચાલો આપણે એકઠા થઈને ગણગણાટ કરીએ. અમુક ગૃહસ્થની મા મરી ગઈ, ચાલો ભાઈ તેના સ્મરણાર્થે જરા ભણભણીએ. કેટલાકને તો આથી પણ સંતોષ નથી થતો. તેઓ તો કાગળ, ખડીઓ અને કલમ લઈને દર અઠવાડીએ, દર મહિને કે દરરોજ ભણભણાટ કર્યાજ કરે છે; અને ભાઈ મારા ગણગણાટથી આટલા ચીડાઈ જાઓ છો, પણ તમે પોતેજ હમણાં શું કરવા બેઠા છો? ખગદર્શનના અધિપતિની પાસે કાંઈક અફીણ મેળવવાની લાલચે તમે પણ ગણગણવાજ બેઠા છો ને? તો પછી મારો ગણગણાટ તમને આટલો કંટાળો શા માટે ઉપજાવે છે?"

"હે કમલાકાંત ચક્રવર્તી! હું તમને સત્ય વાત કહું છું. તમે લોકો જે ગણગણાટ ભણભણાટ કરો છો તે અમને પણ પસંદ નથી આવતો. જુઓ અમે જીવડાં છીએ તોપણ અમે માત્ર ગણગણાટજ કરીને બેસી રહેતાં નથી. અમે મધ પ્રાપ્ત કરીએ છીએ અને અમારો ડંખ વાપરવાનો અભ્યાસ કરીએ છીએ. તમને નથી આવડતું મધ મેળવતાં કે નથી આવડતો ડંખ વાપરતાં! ફક્ત બણબણાટજ કરો છો! તમને કામ તો એકકે કરતાં આવડતુંજ નથી, માત્ર બાઈડીઓની માફક સવાર સાંજ છેડો વાળીને રડતાં કકળતાંજ આવડે છે. હવે તમે જરા બકબકાટ અને લખાપટી છોડીને ઉપયોગી અને વ્યાવહારિક કામ કરવા માંડો તો ઠીક. તેમ કરશો તોજ તમારૂં શ્રેય થશે. મધ મેળવતાં શીખો. જરાક ડંખનો ચટકો લગાવતાં શીખો. તમારી જીભ કરતાં અમારો ડંખ વિશેષ સામ-

કર્ય ધરાવે છે. તમારાં વાક્યબાણથી કોઇ મરતું નથી પણ અમારા ડંખથી તો તમે બચાવ હરહમેશ કરતા રહો છો. સ્વર્ગમાં જેમ ઇન્દ્રનું હથિયાર વજ્ર છે, પૃથ્વી ઉપર જેમ અંગ્રેજોનું હથિયાર તેમની તોપ છે; તેમ આકાશવર્ગમાં અમારો ડંખ પણ એક પ્રબળ હથિયાર છે, માટે મારૂં કહેવું એમ છે કે મધ એકઠું કરતાં શીખો. કામમાં લક્ષ પરોવો અને જો તમારી જીભમાં થતી ચળને લીધે તમારૂં લક્ષ કામમાં નજ પરોવાતું હોય તો બહેતર છે કે તમે તમારી જીભને કાપી નાખો. તેમ કરશો તો જરૂર કામમાં ચિત્ત પરોવાશે અને ખાલી બણબણાટ કરવા ઉપરથી તમારૂં મન ઉઠી જશે."

આટલું બોલીને ભ્રમરરાજ ભુંઉંઉં કરીને ઉડી ગયો.

મેં પછી વિચાર કર્યો કે આ ભમરો અલબત ઘણોજ જ્ઞાની જંતુ છે. આપણે જાણીએ છીએ કે મનુષ્યોમાં જેમ જેમ પદવૃદ્ધિ થતી જાય છે તેમ તેમ તે વધારે ડાહ્યો મનાતો જાય છે. એટલા માટે બે પદવાળાં મનુષ્યો કરતાં ચાર પદ-વાળાં પશુઓ વિશેષ ડહાપણવાળાં હોવાં જોઇએ. ત્યારે આ ભમરો તો ષટપદ છે, એક નહિ બે નહિ પણ ષટપદ એટલે છ પદવાળો છે. ખરેખર એ છ પદવાળો જીવ ઘણોજ જ્ઞાની હોવો જોઇએ, એ વાત એના પદની અસામાન્ય સંખ્યા ઉપરથી સિદ્ધ થાય છે. એવા સૂચતુર, મહાજ્ઞાની ભ્રમરની સલાહની અવગણના કેમ કરાય? માટે આજથી હું મારો ગણગણાટ બંધ કરૂં છું; પણ મધ મેળવવાની તૃષ્ણા હું તજી શકતો નથી બંગદર્શન રૂપી પુષ્પમાંથી અફીણ રૂપી મધ પ્રાપ્ત થશે એવી ઉમેદથી જીવન ધારણ કરી રહ્યો છું. [બંકિમ નિબંધ માળા

# સત્યાગ્રહની છેલ્લી લડત
# ઘરથી શરૂઆત

દ. આફ્રિકાની સત્યાગ્રહની લડત ચાર તબક્કે પુરી થઇ ચોથી લડતથી તેનો અંત આવ્યો. મહાત્માજીએ યુનીયન સરકાર સાથે સમાધાનીથી ચાલવાને પણ પ્રયત્નો કર્યા. ઘણી આજીજી કરી, ઘણી મુલાકાતો લીધી પણ યુનીયન સરકારે કાંઇ દાદ આપી નહિ. દુનીઆના લોકોને તેમજ સત્તાધારીઓને ચમત્કાર જોઇએ છે. તે ચમત્કાર બતાવવાનો મહાત્માજીએ નિશ્ચય કર્યો. સત્યાગ્રહની લડત ચલાવવાનો નિશ્ચય કર્યા બાદ શરૂઆત ક્યાંથી કરવી તેનો નિર્ણય થયો. પુરૂષાર્થીને બીજું શું સુઝે? ઘેરથીજ શરૂઆત કરવાનું ઠરાવ્યું. ફિનીક્ષમાં શિક્ષક તરીકે કામ કરનારાઓ, લાયક ઉમ્મરના ચારેક વિદ્યાર્થીઓ ઇંડિઅન ઓપિનિયનમાં કામ કરનાર બે ગૃહસ્થો, તથા તે વખતે ત્યાં થોડા વખત માટે રહેવા આવેલા શેઠ રૂસ્તમજી– "કાકા" તેમજ ચાર સ્ત્રીઓ મળી કુલ ૧૬ જણને તૈયાર કર્યા. તા. ૧૫ સપ્ટેમ્બર સને ૧૯૧૩ નો દિવસ નક્કી થયો. તે દિવસ આવ્યો, તે દિવસની તેજસ્વી સવાર બહુ રમણીય લાગી કાંઇ ઓર આનંદ ફિનીક્ષમાં છવાઇ રહ્યો હતો. તે આનંદ સાથે ગંભીરતાનાં પણ ચિન્હ હતાં, સત્યાગ્રહીઓ સરકાર સાથે લડે, જેલમાં જાય, બહાર નિકળે, પાછા જેલમાં જાય, એમ જ્યાંસુધી સરકાર હિંદી કોમની બધી માગણીઓ કબુલ

ન કરે, ત્યાંસુધી લડયાજ કરવું આ નિશ્ચય બધાનો હતો. કોઇ પુછતું કે સરકાર સાથે સુલેહ ક્યારે થશે? મહાત્માજી કહેતા, કે "આપણા મરણ પછી પણ થાય" કોઇ પુછે છે કે "આપણે ફરીથી મળશું ક્યારે?" મહાત્માજી ગંભીરભાવે કહેતા કે "ન પણ મળાય, લાંબા સમય સુધી સરકાર સુલેહ ન કરે અને આપણે જેલમાં મરી જઇએ, અગર દેશપાર થઇએ." આ જવાબ આપવા છતાં તેમના હૃદયમાં એવો નિશ્ચય હતો કે આપણી લડત તદ્દન શુદ્ધ હશે તો સરકારની મગદૂર નથી નથી કે લાંબો વખત જીરવી શકે, આપણે શુદ્ધ દાનતથી, ખરા જીગરથી, કોઇપણ ખરા જીગરથી, કોઇપણ જાતનો ખાલ ડોળ રાખ્યા સિવાય, સત્યની ખાતર, ધર્મની ખાતર, સ્વદેશની ખાતર, ભારતજનનીની ખાતર મરવાને તૈયાર હોઇશું, તો પછી આ સંસારની ચાલકશક્તિ આપણામાં એવું દૈવીબળ મૂકશે કે આપણી સામે આપણો હરીફ ઉભો નહિ રહી શકે. મહાત્માજીનાં આ વચનો મનમાં રાખી સર્વે પોતપોતાની તૈયારી કરવા લાગ્યા. લશ્કરમાં જતાં સિપાઇને જેટલો સામાન જોઇયે તેટલો સામાન બધાએ લીધો. બધો સામાન ભેગો કરી તેમાંથી જ્યારે પોતાની શક્તિ મુજબ સર્વેએ ઉપાડી લીધો ત્યારે કશુંજ વધ્યું નહિ. આ બધી તૈયારી કરી બપોરના સાડાઅગિઆર વાગે બધા એકઠા થયા. દરરોજ જ્યાં પ્રાર્થના થતી હતી ત્યાં ગાંધીજીના ચહેરાની ગંભીરતા કંઇ ઓરજ હતી. બધાઓને તૈયાર કરી વિદાય કરતાં તેમને કાંઇ દુઃખ તો થયું હશે. સ્વાભાવિક રીતેજ તેમને એવા વિચાર આવતા કે "આ બધાઓ મારી સલાહથી તૈયાર થયા છે. તેમનો

પુરેપૂરો જોખમદાર છું છું. તેમને દુ:ખમાં નાંખવા, જીવનો જોખમમાં ઉતારવા અને જેલમાં સડવા દેવાની સલાહ આપવા મને શો અધિકાર છે? મારાથી ભૂલ તો નથી થતી? હું મારી પ્રકૃતિને વશ થઇ, મોહાધીન થઇ આખી હિંદી કોમને જોખમમાં નાખતો હોઇશ તો હું પ્રભુ પાસે શો જવાબ આપીશ? પણ હરકત નહિ. હિંદની ખાતર હું તે જોખમદારી ઉઠાવી લઇશ. પ્રભુ જાણે છે, કે હું નિષ્પાપ છું!" આવાં વિચાર ગાંધીજી ઘણી વખતે કરતા. આ વિચારમાં ને વિચારમાં છુટા થતી વખતે પ્રાર્થના કરવા બેઠા. તે પ્રસંગને યોગ્ય બે ભજન ગાવા સૂચવ્યું—

પ્રથમ 'વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે' અને પછી 'દુ:ખીઆંનો વિસામો રે માડી તારી ઝુંપડી.' સ્વ. જીવાભાઇ અમીચંદ કૃત છેલ્લું ગીત ગાતાં ગાતાં સર્વનાં હૃદય દ્રવિત થયાં, પ્રેમથી ભિંજાઇ ગયાં; શૌર્યથી અંકિત થયાં. આ-માતાની સેવામાં આપણે પ્રાણ સમર્પણ કરશું, એવી ભાવના સહુના હૃદયમાં પેદા થઇ. પ્રાર્થના થઇ રહ્યા પછી શાંતતા પ્રસરી. ગમગીનીમાં ગાંધીજીની આજ્ઞા થઇ. બધાએ ઉઠી વારાફરતી તેમને ચરણે પડી આશીર્વાદ મેળવ્યા કે "વિજય મેળવો કે ન મેળવો, પણ પ્રભુની ખાતર, સત્યની ખાતર, ભારતભૂમિની ખાતર જીવો અને મરો એવી શક્તિ તમે મેળવો." વખત થતાં સર્વ સ્ટેશન તરફ વળવા માંડયા બે અઢી માઇલનો સ્ટેશન સુધીનો પંથ વાતોમાં અને આનંદમાં કપાયો. ગાંધીજી પગમાં જુતાં નહીં, માથે ટોપી નહિ હાથમાં એક સંસ્થાનવાસીનું બાળક લઇને સ્ટેશન સુધી આખો ખ-

ધાંધીઓને વળાવવા આવ્યા. તે વખતનો આનંદ ઉત્સાહ કાંઇ ઓરજ હતાં. સત્યાગ્રહની બારે હીલચાલનો ત . ... કાંઇજ ખ્યાલ નહોતો કે જે કામની શરૂઆત થતી હતી ... પાછળ તેનું પરિણામ કેવું આરે છે! પણ દેશને માટે જેલમાં જઇએ છીએ તે વિચારજ અમોને ખુબ આનંદ આપતો. વળી આ ઉત્સાહમાં ઉમેરો થયો. સ્ટેશન ઉપર જવામાં સહેજ વિલંબ થવાથી ટ્રેન આવી પહોંચી હતી એટલે અમારે ઉતાવળથી જઇને બેસીજ જવાનું રહ્યું. બીજા વર્ગની મુસાફરી કરવાની હતી. સાધારણ રીતે બીજા વર્ગના ડબ્બા હિંદીઓ માટે નોખા હોય છે અને દરેક ટ્રેનમાં એક કે બે ખાનાં હોય છે. પણ ડબ્બામાં સમાઇ રહે તેટલી સોળ જણની સંખ્યા તો અમારી હતી એટલે અમે જ્યાં ખાલી જગ્યા મળી ત્યાં બેસી ગયા. ટ્રેન ઉપડતાં પહેલાં ટીકીટ જોનારે અમને કહ્યું, કે તે ડબ્બા યુરોપીઅનો માટે છે માટે ઉતરી જાઓ. અમે જવાબ આપ્યો કે અમે ઉતરવાના નથી. સહેલો રસ્તો ચોક્ખો છે કે હિંદીઓ માટેનો રીઝર્વ્ડ ડબ્બો દર્શાવનારૂં પાટીયું આ ડબ્બાનેજ લગાડી દો. એટલે અમારે ઉતરવાની જરૂર નથી. આ રકઝકમાં ટ્રેન ઉપડી. બીજું સ્ટેશન આવ્યું ત્યાં આગળ ગાર્ડ તેમજ પેલા ટીકીટ તપાસનાર સાહેબ સ્ટેશન માસ્તરની મદદ લઇને અમોને ઉતારવાને આવ્યા. અમે કાંઇપણ દરકાર રાખ્યા સિવાય જવાબ બહુજ ટુંકો આપ્યો. "ઉતરવાના નથી. શક્તિ હોય તો અને શક્ય હોય તો અમને કેદ કરો." આ જવાબ સાંભળી સ્ટેશન માસ્તર ત્યાંથી ભાગ્યા. પેલા બન્ને સાહેબો ખીજવાયા, પણ શું કરે? તેઓનો ખીજવાટ અમે ઠંડે પેટે

સાંભળતા હતા. જવાબજ આપતા નહોતા. ટ્રેન ચલવી. ચાલતી ટ્રેને ઇન્સપેક્ટર સાહેબે આવીને અમને નમ્રતાથી ખૂબ કહ્યું અને પછી ‘રીઝર્વ્ડ’ નું બોર્ડ લગાવ્યું. અમને આનંદ થયો. ઉત્સાહમાં વધારો થયો. અમે ધારેલું કે અમારે ભારે ભાડું ખર્ચી ટ્રાન્સવાલની હદ ઓળંગવા ન જવું પડે અને અહીંજ સત્યાગ્રહ ચલવી જેલમાં જવાય તો વળી ઘણું સારું. અમારા હૃદયની દૃઢતાની છાપ રેલવેનાં માણસો ઉપર સચોટ પડી અને અમે જીત્યા. અમને લાગ્યું કે— “સારી શરૂઆત તેજ જીતની શરૂઆત છે.”

ગાંધીજીના જીવનના કેટલાક પ્રસંગો.

---

# શ્વેતમુખનાં પક્ષી

“ શ્વેતમુખે પેલાં પક્ષીઓને તેમનાં સુંદર પીંછાંને લોભે પકડીને પાળ્યાં હતાં તેમને આવેલી શંકા જેવી આ શંકા છે. ” દમનકનું આ વચન સાંભળી સિંહે બગાસું ખાતાં કહ્યું, “ એ વાર્તા શી છે ? મને કહે કહે. ” બપોરનો ઘામ થયતો હતો, અને વનરાજની આંખો ઘેરાતી હતી. “ મહારાજે વાર્તા સાંભળી નથી કે શું ? ” એમ કહેતાં દમનકે કરટકને ઇશારો કર્યો કે વાર્તા ચાલે તે દરમીયાન બરાબર ચોકી રાખે. અધ-નમેલી આંખે પિંગલક બોલ્યો, “ એ વાર્તા મને વિસ્તારીને

શકું છું એ બતાવ. ” દમનક શૃગાલ પાછલા પગ ઉપર બેસીને વાર્તા સંભળાવવા લાગ્યો અને વચ્ચે વચ્ચે સિંહ ભરઉંઘમાં આવી ન જાય એટલા સારૂ એને સચેત રાખવા પોતાનું ગુચ્છાદાર પૂંછડું જમીન પર અફાળવા લાગ્યો.

શ્વેતમુખ નામે એક પારધી હતો. તેણે કેટલાંક સુંદર પીંછાં વાળાં પક્ષીઓને જોઇને આ પીંછાંથી મને ઘણો લાભ થશે એમ વિચાર કરી પોતાની જાળ પાથરી. જાળમાં સપડાતાં પક્ષીઓને પકડી પકડીને તેણે પાંજરામાં પૂર્યાં. ગરીબ બિચારાં એ પકડાયેલાં પક્ષીઓ આમતેમ કુદતાં હતાં, ઉડવાનો યત્ન કરતાં હતાં, પણ પાંજરાના સળીયા ભેદીને બહાર નીકળી શકે તેમ ન હતું. શ્વેતમુખે પાંજરામાં મૂઠી દાણા નાંખ્યા અને પાણીની વાટકી પણ મુકી. તેણે તેમને પોતાની ભાષાના બે ચાર બોલ પણ પઢતાં શીખવ્યા. કેટલાંક પક્ષીઓ આ સ્થિતિને અનુકુળ ન જ થઇ શકયાં, તેથી ઝુરી ઝુરીને તેઓ મરી ગયાં. પણ કેટલાંક પક્ષીઓ ભુતકાળને ભુલી જતાં અને ભવિષ્યકાળનો વિચાર જ કરતાં શીખી ગયાં. તેઓ દાણા ચણતાં, પાણી પીતાં, પારધીએ પઢાવેલા બોલ પઢતાં. તેઓ મોજ કરતાં ને રોજ પારધીને પીંછાં ખંખેરી આપતાં.

એક દહાડો બહાર ભારે ઘોંઘાટ અને કકડાટ સંભળાયો. પક્ષીઓનાં ટોળાંઓ જતાં અને આવતાં જોવામાં આવ્યાં. તેઓ બધાં ખુલ્લા ગગનમાં સ્વતંત્રપણે ઉડતાં હતાં. શ્વેતમુખનાં પક્ષીઓએ પાંજરામાં રહ્યાં રહ્યાં તેમનું તે ઉડવું જોયું. તેમના હૃદયમાં પણ ખળભળાટ જાગ્યો, તેમની પાંખોમાં ઉડવાની અને ખુલ્લા ગગનમાં વિહાર કરવાની તલબ થવા લાગી.

તેઓ પાંજરામાં ઉચાંનીચાં થતાં હતાં અને પાંજરાના સળીયાને પાંખોની ઝપટો મારતાં હતાં તે પારધીએ જોયું. તેણે મનમાં જ કહ્યું, "એ લોકોને જરા વધારે જગા જોઇતી લાગે છે." પછી તેણે એક મોટું પાંજરૂં કરાવીને પક્ષીઓને તેમાં રાખ્યાં. વળી પક્ષીઓને સન્તોષ આપવાના ઇરાદાથી તેણે એ પાંજરાને વધારે રૂપેરું પણ કર્યું. પણ આટલું કર્યાં છતાં પક્ષીઓ તો દુઃખી જ રહ્યાં. "એ લોકોનાં મગજ જરા ખરડયાં લાગે છે !" એમ કહીને પારધી તો પોતાનાં અગત્યનાં કામો કરવા સારૂ ચાલ્યો ગયો. તેને પોતાના નાના ભાઇઓની સાથે મોટી તકરાર હતી, બીજી પણ ઘણી ઉપાધિઓ તેને માથે હતી. એક વૃદ્ધ પક્ષી જરા વિચારી હતો તે બોલ્યો, "આપણે તેના આપ્યા દાણા ખાઇયે છીયે, તેનું આપ્યું પાણી પીયે છીયે, તેનું પઢાવ્યું પઢીયે છીયે, ખાઇયે પીયે છીયે, લહેર ઉડાવીયે છીયે ને મસ્ત બનીયે છીયે. આ પાંજરામાં આપણને પૂર્યાં છે તે જુઓ. જો તમે તેના આપેલા દાણાનો ત્યાગ કરશો, તમારી આજની દશાથી ખરેખર દુઃખી થશો તો તમે દુબળાં થઇ જવાનાં, અને દુબળાં હશો તો આ પાંજરાના સળીયામાંથી તમે સ્હેલાઇથી નીકળી જઇ શકશો. પારધી આપણને શા સારૂ રાખે છે ? આપણાં રૂપાળાં પીંછાં સારૂ, આપણે ખાઇયે, પીયે, આનંદ કરીયે અને એને રોજ પીંછાં આપીયે ત્યાં સુધી તે આપણને અહીં જ રાખવાનો, પણ જો આપણે તેને અણખપનાં જ હોઇશું તો આપણને પાળવાની તેને ગરજ નહિ રહે."

આ સાંભળીને બધાં પક્ષીઓ બોલી ઉઠયાં:

"અરે કાકા, તમે તો અમને નવાઇના સિદ્ધાન્ત શીખવો છો. અમે ભુખ્યાં કેમ કરીને રહી શકીએ? આપણે પક્ષીજાત રહ્યાં, પક્ષીઓ કંઇ ભુખ લાગે ત્યારે દાણા ચણ્યા વિના રહી શકતાં હશે? અમને કોઇક બીજો માર્ગ બતાવો."

"ભાઇઓ, બીજો માર્ગ છે જ નહિ. એક દિવસ તમારી પાંખોમાં એટલું જોર હતું કે આવા તાર તો તમે રમતમાં તોડી નાંખી શકત; આજે તમારામાં તે તાકાત રહી નથી. જો તમને સુંદર આસમાની આકાશમાં અને લીલાં લીલાં ઝાડોનાં ઝુંડોમાં વિહરવાની ગરજ હોય તો તમારે પારધીના દાણાનો ત્યાગ કરીને દુબળાં ને પાતળાં થઇ ગયેજ છુટકો. એવાં થશો એટલે તમે આ રુળીયામાંથી નીકળી જઇ શકશો. સૂર્ય પિતાને સારૂ અને નીલ ગગન સારૂ ને લીલાં છમ વૃક્ષો સારૂ જો તમે ખરેખર ઝુરતાં જ હો તો તમે તેનાં દાણા શી રીતે પઢી શકો? તાજાં તર રહીને રોજરોજ તેને પીછાં શી રીતે આપી શકો? તમે પારધીના કોઇ રીતના ઉપયોગનાં જ નહિ રહો તો કદાચ તે પોતેજ તમને ઉડાડી મુકશે.

ઘણાં પક્ષીઓને ગળે આ વાત ઉતરી. "સાચું કહે છે" એમ કહીને શ્વેતમુખના દાણા ન ખાવાની સૌએ પ્રતિજ્ઞા લીધી.

પારધીએ જોયું કે પાંજરામાં ખાધા વિના દાણા એમ ને એમ પડયા રહે છે, પક્ષીઓમાં કંઇક ખળભળાટ ચાલે છે. "અશાન્તિ વધતી ચાલી છે. પણ હશે; થોડા દિવસ રહી એની મેળે શમી જશે." એમ કહીને તે પોતાને કામે વળગ્યો.

પક્ષીઓ દુબળાં પડી ગયાં. એમનાં પીછાંનાં મોહક રંગ ફીક્કા પડી ગયા. પારધીની છોકરીઓ રોજ પીછાં ભેગાં

ફરતી. તેમના મનમાં ફાળ પડી. તેઓ આ જોઇને મુંઝવણમાં પડી. તેમણે જઇને શી હકીકત છે તે બધી બાપને કહી સંભળાવી, તેણે કહ્યું કે “ એ દહાડાનો ઉભરો છે, એની મેળે બેસી જશે. ”

કેટલાંક પક્ષીઓ ડોક મરડીને પોતાની કાયા જોતાં. સુંદર રંગ ઉડી ગએલા જોઇને તેઓ અફસોસમાં પડયાં. તેઓ નીસાસો નાખીને બોલ્યાં:

“ હાય હાય, આપણે કેવાં ફીકાંફચ થઇ ગયાં, કેવાં કદરૂપાં થઇ ગયાં! ”

ઘરડા કાકા બોલ્યા, “થયાં છીયેસ્તો. પણ વિચાર તો કરો કે આપણને પાંજરામાં પૂરાવનાર કોણ છે? એ રૂપાળાં પીંછાં જ સૂરજ બાપજી પાસે આપણને લઇ જશે. ”

હવે, એ પારધીની એક છોકરીને પક્ષીઓની બોલી આવડતી હતી. પારધીએ તેમને શીખવ્યાં હતા તેટલા બોલ જ નહિ પણ [ જે ભાષા તેમને ભણવાને શીખવી હતી, જે ભાષા તેઓ અંદર અંદર જે બોલતાં હતાં એ તે સાંભળી ગઇ અને મામલો કેવો છે તે કળી ગઇ. ]

તેણે પક્ષીઓને કહ્યું, “ એમ એકલાં કોઇની મદદ વગર તમે આવડા ગહન આકાશમાં શી રીતે જઇ શકશો? તમારી પાંખોમાં તો બળ નથી મોટાં ગીધ પક્ષીઓ, ગરૂડો કે સમડીઓ આકાશમાં ઉડે એ બરોબર છે. તમે તો સાવ નાના છો, વળી નબળાં છો. તેમાંય ખોટા વર્તનથી તમારી પાંખો તમે ટુંકું કરી બેઠાં છો. હવે તમે શી રીતે ઉડી શકવાનાં? પાંજરા બહાર તમે શી રીતે ઉડી શકવાના? ”

પક્ષીઓ બોલ્યાં, "અમે પ્રયત્ન કરીશું."

"ના ના, ગીધ અને સમડીઓ તમને મારી નાંખશે. તમારૂં કલ્યાણ શામાં છે એ અમે સારી પેઠે સમજીયે છીયે. તમારે અહીં જ રહેવું ઇષ્ટ છે."

પક્ષીઓએ સામી દલીલ કરી: "આટઆટલાં નાનાં પક્ષીઓ સૂરજ બાપજીના રાજ્યમાં રહે છે, તેમને તો મોટાં પક્ષીઓ કંઇએ ખાઇ જતાં નથી."

પારધીની છોકરીઓ બોલી: "તમારી પાંખોમાં જરા જોર આવે અને તમે પોતાનું રક્ષણ કરતાં શીખો ત્યાં સુધી તો તમે રહો જ."

"પણ આ પાંજરામાં જયાં સુધી રહીયે ત્યાં સુધી અમારી પાંખોમાં જોર આવેજ કયાંથી ?" કેટલાંક પક્ષીઓએ પૂછ્યું:

"તમને દાણા તો નાંખીયે છીયે ધરાઇને ખાઓ. પેલો ઘેલો બુઢ્ઢો પક્ષી ભરમાવે તેમ ભરમાઓ છો શીદને ? દાણા ખાશો તો પાંખમાં કંઇક તાકાત આવશે, તેનો ત્યાગ કરીને કાલા મૂરખમાં કાં ખપો છો?" એમ કહીને જરા છણકો કરતી છોકરી જતી રહી.

કેટલાકને હવે લાગવા માંડયું કે પારધીની છોકરીની વાત ખરી છે. પ્રતિજ્ઞાને લીધે જે દાણા પાંજરામાં તેમના તરફેલા પડયા હતા તે તરફ તેમની નજર જવા લાગી. કેટલાકે પ્રતિજ્ઞા તોડી નાખી અને દાણા ખાધા. પક્ષીઓમાં ગોલમાલ, સંશય અને કુસંપ દાખલ થયાં. કેટલાંક પક્ષીઓએ મૂળથી જ પેલા ઘેલા પક્ષીની શીખામણ સાંભળીજ નહોતી. તેઓ મજાક કરવા લાગ્યાં અને મગરૂરીમાં પાંખો ફફડાવીને કહેવા લાગ્યાં,

"જુઓ, અમારામાં કેટલું બળ છે? હાથે કરીને તમે સૌ આપઘાત કરો છો. એમ રળીયામાં થઇને આજ સુધી કોઇ પાંજરા બહાર નીકળ્યું સાંભળ્યું છે? અને આવા સરસ દાણાનો ત્યાગ કરવો એનો અર્થ જરા વિચારી તો જુઓ. એ તે બનવા જોગ છે.

આ બધી વાત સાંભળીને પેલો ઘેલો પક્ષી દુઃખી થતો.

પારધીની છોકરીએ પોતાના બાપને બનેલી બધી વાત કહી. પક્ષીઓ વાતો કરે ને છોકરી તેમની વાતો સમજે એ તેણે માન્યુંજ નહિ, પણ પેલા ઘેલા પક્ષીને ત્યાંથી કાઢીને બીજા પાંજરામાં તેણે એકલો પૂરી દીધો.

બધાંથી છુટા પડતાં એ ઘેલો પક્ષી બોલ્યો, "જય થાઓ સૌનો. સુરજ બાપજીની પ્રાર્થના કરજો કે સૌને બલવાન કરે. તમે ફીકાં પડી જજો અને નીલ આકાશને પ્રાપ્ત કરવાનો એ જ એક ઇલાજ છે."

પક્ષીઓની વચ્ચે એ ઉત્સાહનો આપનાર વૃદ્ધ પક્ષી ન રહેતાં તેઓને તેમની ખોટ ભાસવા લાગી. સૌ દુઃખી થયાં.

પારધીની છોકરી આવીને થોડા તાજા દાણા પાંજરામાં નાંખી ગઇ. એની મીઠી મહેકથી પક્ષીઓના મ્હોંમાં પાણી છુટયાં.

કેટલાંક પક્ષી બોલ્યાં, "ભાઇ દ્દઢ રહો. કાકા કહેતા ગયા છે તે પ્રમાણેજ કરો."

બીજાં બોલી ઉઠયાં, "અરે જાઓ જાઓ, કેવી અર્થ વગરની વાતો! દાણા ન ખાવાને અને સ્વતંત્રતાને શું લાગે વળગે? રૂપાળાં પીછાંની શોભા અને પાંજરાને શું લાગે વળગે? કેવા ફીકા અને બળહીન થઇ ગયા છીયે એનો વિચાર તો કરો.

કાલા લોકોને શા સારૂ ભેગા થઇને હસાવો છો? દુનિઆમાં બધાં પક્ષીઓ જૂઓ. સઘળાં રૂપાળાં હોય છે કે નહિ?"

એટલે કંઇક મોટો અજબ અવાજ આવવાથી વાર્તામાં ભંગાણ પડયું. સંજીવક નામના પોઠીયાનો એ અવાજ હતો. એ વિચિત્ર અવાજ સાંભળી પિંગલક જાગૃત થયો અને ખબરદાર થઇ પોતાના મંત્રીમંડળ સાથે મસલત કરવા વળગ્યો.

નવજીવન.

# સર્વવ્યાપી હડતાળ
# આઠ વીરોનું બળિદાન.

મહાત્માજી તા. ૧૧ નવેમ્બર ૧૯૧૩ ના રોજ જેલમાં ગયા. હકીકત વીજળી વેગે ફેલાઇ ગઇ. અને હીંદી પ્રજા ઉપર ભારે અસર થઇ. ગુલામીમાં પડેલી પ્રજાને દુઃખ એજ ઉત્કર્ષનો રસ્તો છે. પોતાના ઉપર થતા અત્યાચારથી નમાલામાં નમાલા માણસનું લોહી પણ ઉકળી આવે છે. ચારે બાજુથી પુરાયેલી બિલાડી પણ છેલ્લી વખતે તેનું બની દુઃખ દેનારનું ગળું પકડે છે. દક્ષિણ આફ્રિકામાં રહેતી હીંદી પ્રજા અજ્ઞાન સત્વહીન અને બીનકેળવાયેલી હતી. સરકારના જુલમથી તે ઘણું શીખી, નામર્દાઇ મૂકી મર્દ બની; અને વગર નિશાળે, વગર પુસ્તકોના અભ્યાસથી એકાએક કેળવાઇ ગઇ. પ્રજાની ઉન્નતિમાં કેવળ અક્ષરજ્ઞાન કશું કરી શકતું નથી

તેની સાચી કેળવણી તો તેના વિચારપલટામાં રહેલી છે. વિચાર કેળવતાં પોતાની શક્તિનું ભાન થાય, હૃદયમાં એકાએક નવજીવન આવે, અને ગમે તેવા સંજોગોમાં પણ તે પ્રજા માથું ઉંચકવા તૈયાર થાય અને ક્ષણવારમાં જુલમગારની ગુલામીની ધુંસરી ફેંકી દઇ શકે. ગાંધીજીને જેલમાં નાંખી દક્ષિણ આફ્રિકામાં શાન્તિ ફેલાવવાની સરકારની નીતિ નિષ્ફળ નીવડી. તેમના જેલખાનાની ખબરે તો હીંદી પ્રજાના હૃદય ઉપર જાદુઇ અસર કરી. હજારો માણસો જેઓએ મહાત્માશ્રીને જોયા પણ નહિ હોય, કોઇ દિવસ નામ પણ સાંભળ્યું નહિ હોય, તેવા મજુરોએ જાણ્યું કે "ગાંધી મહારાજ નામનો એક આપણો દેશી ભાઇ છે, તે રાજા જેવો છે. ભગવાન જેવો ભલો છે. ગોખલે રાજા આવ્યા હતા તેમનો ભાઇ અને ભાઇબંધ છે. તે ગોખલે રાજાને સરકારે વચન આપ્યું હતું કે આપણા ઉપર ત્રણ પૌંડનો કર છે તે કાઢી નાંખીશું છતાં કર કાઢ્યો નહિ અને ગોખલે રાજાને દગો દીધો તેમનું અપમાન કર્યું માટે પેલા ગાંધી મહારાજે આપણા ભલા માટે સરકાર સાથે તકરાર કરી. તે તકરારમાં તે મહારાજે પોતાની રાણીને જેલમાં મોકલી. પોતાના બધા કુંવરોને જેલમાં મોકલ્યા અને પોતે પણ જેલમાં ગયા. આપણા રાજા જેલમાં ગયા આપણા દુઃખને માટે, અને આપણે કેમ બેસી રહીયે ? ચલો, નીકળી પડો. ગોરા લોકોની મજુરી બંધ કરો." આમ હજારો લોકો વાતો કરતા થઇ ગયા. અસંતોષ વધ્યો અને દરેક કોઠીઓમાં, શેરડીઓના ખેતરોમાં, ખાણોમાં, હિંદી મજુરોએ હડતાલ શરૂ કરી. શહેરમાં હડતાલ, હિંદી મજુરોની હડતાલ

હિંદી ખાનગી નોકરોની હડતાલ, હોટેલોના બીજમતદારોની હડતાલ, રૈલવે હિંદી મજુરોની હડતાલ, આ પ્રમાણે વરસાદની રેલ માફક હિંદી હડતાલ નાટાલમાં ફેલાઇ ગઇ અને તેમાં ૨૦,૦૦૦ મજુરો સામેલ થયા. આ બધા મજુરો શેઠની મહેરબાની ઉપર જીવતા હતા. શેઠને ગમે તેવું અને ગમે તેટલું ખાવાનું તેઓને મળતું. હડતાલ પડવાથી ખોરાકી બંધ થઇ. તે બધાઓના ભરણ પોષણ માટે જેલ બહાર રહેલા હિંદી આગેવાનોએ તૈયારી કરી અને હજારો માણસોને પોતાના મુકામે જોઇતી ખોરાકી પુરી પાડી. આ કામ શી રીતે ચાલ્યું ? તેની વ્યવસ્થા શી રીતે થઇ ? દરેક હડતાલીઆની જરૂરીયાત શી રીતે પુરી પાડી શકાઇ ? આ પ્રશ્નોના જવાબ અત્યારે આપણે ન આપી શકીએ. તેનો ખ્યાલ પણ નહિ આવે. જેઓના ઘરમાં એક માસની ખોરાકી હોય તેઓ એક માસની હડતાલ નીભાવી શકશે, પણ જેઓને બીજા દિવસનો ખોરાક શેઠ પાસે લેવાનો છે, તેવા મજુરોને માટે એક માસ કે પંદર દિવસ હડતાલ નીભાવવી એ મહા મુશ્કેલ કામ છે. આપણા વીસે હજાર હડતાલીઆઓ આવા જ હતા. આ પ્રસંગનું એક ધ્યાન કરવું જોઇએ. ફિનીક્ષ જે મહાત્માશ્રીનું મુખ્ય સ્થળ હતું અને જ્યાંથી હિંદી છાપુ નીકળતું હતું ત્યાં પણ આજુબાજુની કોઠીઓમાં હડતાલ પાડીને પંદરસો મજુરોએ આશરો લીધો હતો. જે થોડા મુશ્કેલીથી પ્રેસનું કામ સમેટી શકતા હતા, તેઓના ઉપર આ પંદરસો મજુરોની બરદાસ કરવાની ફરજ આવી પડી. પ્રેસમાં કામ કરી છાપું કહાડવું, પંદરસો મજુરોને ખાવાનું પુરૂં પાડવું,

તેઓમાંનાં માંદાઓને સંભાળવાં, તેઓના મિજાજને સંભાળવા. તેઓને આશ્વાસન આપી સમજુત આપી નિભાવવાં; આ બધું કરવું બહુ મુશ્કેલ હતું. પણ દેવી શક્તિથી તે વખતે ત્યાંની નિશાળનો એક ન્હાનો પાંચ છ વરસનાં બાળક પણ મ્હોટા માણસ જેટલું કામ કરી શકતો. છથી આઠ વરસનો બાળકો પણ પ્રેસનું કામ તે વખતે કરતાં. અઢીમાઇલ દૂર સ્ટેશન ઉપર જઇ ટપાલ લાવવી લઇ જવી, પારસલો લાવવાં લઇ જવાં, રસ્તો ભયંકર, હડતાલના તોફાનોની બીક. લશ્કરી કાયદો અને તે ઉપરાંત આજુબાજુના ગોરા જમીનદારોના મેનેજરોની ધમકી, તેઓનું જંગલી જાનવરોને છાજે તેવું વર્તન ! ! એક મેનેજરે તો પ્રેસના કોઇપણ માણસને બંદુકની ગોળીથી ઉરાડી મુકવાની ધમકી આપેલી; આવી ભયાનક દશામાં પણ નાનાં બાળકો નિર્ભયપણે પોતાનું કામ કરતાં. આ તાલીમ દુનિયાની કોઇ પણ સંસ્થામાં બાળકોને નહિજ હોય. વળી આ તાલીમ ઉપરાંત હૃદયની તેટલીજ ઉદારતા કે જ્યાં સુધી ગરીબ મજુરો ઉપરથી ત્રણ પોંડનો કર નાબુદ થાય નહિ અને પોતાથી મોટી ઉમ્મરના સહાધ્યાયીઓ જેલમાં ગયા છે તેઓ પાછા આવે નહિ ત્યાં સુધી ઘી, દૂધ, અને ખાંડ લેવાં નહિ. આવી સમજપૂર્વકની પ્રતિજ્ઞા. હું ખાત્રીથી કહું છું, કે કોઇ મોટા માણસે આવી પ્રતિજ્ઞા લેવાની તે બાળકોને સૂચના કરી નહતી. તેમના ઉદાર હૃદયનીજ આ પવિત્ર સ્ફુરણા હતી. ! તે દશ્ય મુશ્કેલીના વખતમાં હતું છતાં દેવી હતું, તેનો ખ્યાલ આપણે હાલ નહિ કરી શકીએ, મહાત્માજીના આત્મબળે તે બધી ઘટના ઘડાઇ હતી, આવું

વાતાવરણ ફેલાવ્યું હતું. લો. મા. તિલક મહારાજના જેલમાં જતી વખતના ઉદ્‌ગાર આપણે ઉપરની હકીકતમાં પ્રળેલા વધુ સ્પષ્ટતાથી જોઇ શકીશું :— "જે દેશના કલ્યાણાર્થે પોતે મહા પ્રયત્ન કરી રહ્યા છે તેમાં ઇશ્વરી સંકેત એવો હશે કે પોતાના જેલ જવાથી દેશને વધારે ફાયદો થશે."

આ હડતાળમાં હિંદી પ્રજા ઉપર જે જે અન્યાયો અને જુલ્મો થયા છે તેનું ચિત્ર આપતાં હાથ કંપે છે. હડતાળીઓ ઠેઠ સુધી શાંત રહ્યા હતા. કોઇપણ જગોએ તોફાન કર્યું નથી, આમ શાંતિથી દિવસો પસાર થાય તો હડતાળ ટકી રહે માટે જમીનદાર શેઠીઆએ અને તેમના મેનેજરોએ પોલીસની મદદ લીધી. તે વખતે નાતાલમાં લશ્કરી કાયદો અમલમાંજ હતો. પોલીસની મદદથી ગરીબ હડતાળીઆ મજુરો ઉપર જુલમ કરીને તેમને ઉશ્કેર્યા; અને ત્રાસને લીધે જલદીથી તેનો અંત આવે એવા હેતુથી આઠ દશ • હડતાળીઆઓને ગોળીથી ઠાર કર્યા. એક કોઠીના મેનેજરે તો પોતાના એક મજુરને ભાલાથી મારી નંખાવેલો ! સત્યાગ્રહની લડતમાં પણ છેલ્લે પૂર્ણાહુતિમાં આઠ વીર હિંદીઓનું લોહી રેડાયું. તે વીરોના લોહીનાથી હિંદી પ્રજા જીતી. આખરે સુલેહ થઇ. વીરનું લોહી એજ ખરેખરી શાન્તિ. એ લોહી સ્વતંત્રતા અને સ્વધર્મનું સ્થાપક છે. ભારતપુત્રો ! તમારું લોહી શીતળ ટેકરીઓની હવા ખાઇને ઠંડું પડી ગયું છે ! ક્યારે ઉકળશે ? શૌર્યમિશ્રિત ક્યારે થશે ? માતૃસ્નેહ અને ભ્રાતૃભાવથી ક્યારે રંગાશે ? —ભાવીએ કાંઇ નિર્મ્યું તો હશેજ !

મહાત્મા ગાંધીજીના જીવનના કેટલાક પ્રસંગો.

# ચંદનબાળા.

એક શ્રેષ્ઠીના ઘરના ઉંમરામાં એક બાળા બેઠી છે. તેના વદનમાં દીનતા અને દુઃખ ભર્યાં છે; તેના ગાલ ઉપર આંસુ સુકાયલાં નજરે પડે છે; ક્ષુધા અને તૃષાથી તે વ્યાકુળ દીસે છે. કૃષ્ણપક્ષની બારશ તેરશની સવારે દેખાતી ચંદ્રની પાંદડી જેવી તેની કાયા પાંડુર દેખાય છે. છતાં તેના અંગેઅંગમાં કોઇ કમનીય તેજ ચમકી રહ્યું છે. શરીર ઉપરથી તે સોળેક વર્ષની હોય એમ સહજ અનુમાન થાય છે. તેના સુંદર વાળનું કોઇ ક્રૂર હસ્તે મુંડન કર્યું જણાય છે. તેના શરીરને જંજીરથી જકડવામાં આવ્યું છે. તેનાં જીર્ણ વસ્ત્રો શીર્ણવિશીર્ણ થઇ ગયાં છે. હાથમાં એક સુપડું છે; તેમાં અડદના બાકળા પડયા છે. ત્રણ દિવસના ઉપવાસ છે, છતાં તે બાળા ખાતી નથી. કોઇની રાહ જોતી હોય એમ રસ્તા ઉપર નજર ફેરવતી બેસી રહી છે. બાળાના મનમાં એમ છે કે કોઇ ભિક્ષુક સંન્યાસી આવે તો તેને વ્હોરાવીને પછી ખાઉં.

સમય પ્રભાતનો છે. આકાશ સુર્યપ્રકાશી ઉજ્જવલ બની રહ્યું છે.

રસ્તે જતા આવતા લોકો તે બાળા ઉપર નજર પડતાં જરાક વિચારમાં પડે છે, દયાગ્રસ્ત થાય છે; પણ સૌ પોતપોતાના વ્યવસાયમાં એટલા બધા પરોવાયલા છે કે "ભિખારી બહુ દુઃખી દેખાય છે; પણ કોણ જાણે શું હશે! આપણે એમાં શું કરીયે?" એવું એવું ગણગણી સૌ પોતપોતાનાં કામે વિદાય થાય છે.

"હજુ પણ કેમ કોઇ દેખાતું નથી?" એમ વિચારતી ઘડીમાં નિરાશ બની જતી, ઘડીમાં ઉંડા વિચારમાં ઉતરી જતી તે બાળા રસ્તા ઉપર વારંવાર નજરે દોડાવતી બેઠી છે. એટલામાં સામે કોઇ દેખાયું. તેને જોતાં તેને રોમાંચ થયાં. મનનો અભિલાષ પુરાશે એમ વિચારી તે આનંદ પામી.

સામે આવનાર કોણ હશે? તેની ગતિ ઉપરથીજ લાગે છે કે કોઇ અસાધારણ પુરૂષ છે. તેની સુન્દર દેહયષ્ટિની આસપાસ કોઇ અપૂર્વ તેજ વ્યાપી રહ્યું છે. તેનાં નયનોમાં દયા અને પ્રેમ ભરેલાં છે. જણાય છે તો કોઇ નિષ્કિંચન વૈરાગી ભિક્ષુક પણ તેની મુદ્રામાં કોઇ અવર્ણનિય અપ્રતિમ પ્રભુતા પ્રતીત થાય છે. તેના ભવ્ય કપાળમાં જ્ઞાનતેજ ઝગઝગી રહ્યું છે. દર્શનમાત્રથીજ જણાય છે કે આ પુરૂષ કોઇ મહાયોગી છે. અને કૃશ કાયા ઉપરથી જણાય છે કે કોઇ મહાતપસ્વી છે.

તે મહાપુરૂષ હાથમાં ભિક્ષાપાત્ર લઇને મંદગતિએ ચાલ્યો આવે છે. પણ તે નજીક આવી રહેલ પુરૂષ છે કોણ? તે કોઇ નહિ પણ આર્યાવર્તમાં દયા અને અહિંસાના પ્રથમ ઉપદેશક, સ્યાદ્વાદ મતના ચારક, જૈન ધર્મના પ્રરૂપક, સત્યના પરમ ગવેષક, સંન્યાસ ધર્મના ઉદ્ધારક, જગતના ઉપકાર અર્થે દેહ તપતા, ભુમિ વિચારતા, 'દીર્ઘ તપસ્વી' ભગવાન્ મહાવીર.

બાળા ઉલ્લાસભરી ભગવાન્ મહાવીરને નિરખવા લાગી. તે પોતાનાં સઘળાં દુઃખ ભુલી ગઇ; તેના હ્રદયમાં આનંદ ઉભરાવા લાગ્યો; તેની કાયામાં પ્રાણ આવવા લાગ્યા; તેની મુદ્રામાં નવચેતન સ્ફુરવા લાગ્યું; તેનાં નયનોમાં અધીરાઇ ઉછળવા લાગી.

ભગવાન્ મહાવીર સમીપ આવ્યા; તે દીન બાળાની તરફ

દષ્ટિ કરી, નિહાળી દયાર્દ્ર બન્યા, પણ કશું બોલ્યા ચાલ્યા વિના આગળ ચાલતા થયા. બાળા ભગવાનને જતા જોઇ હતાશ બની; તેનું હૃદય ભરાઇ આવ્યું અને તે ડુસકાં ભરી રડવા લાગી.

ભગવાને તે બાળાનું સશબ્દ રુદન સાંભળ્યું અને પાછળ દૃષ્ટિ કરી. બાળાને રડતી જોઇ ભગવાનનું હૃદય દયાથી વલોવાઇ ગયું. ભગવાન્ પાછા ફર્યા, બાળાની સમીપ આવ્યા અને કરુણાભર્યા સ્વરે પ્રશ્ન કર્યો:

"બાળા, તું આમ રુદન કેમ કરે છે?"

બાળા બોલી: "ભગવન્, મારા પૂર્વભવનાં કયાં પાપે મારા આ બાકળા વ્હોર્યા વિના આપ ચાલ્યા જાઓ છો? હું આપની જ રાહ જોતી બેઠી હતી." એમ બોલી તે બાળાએ એક ડુસકું ભર્યું.

ભગવાન્ મહાવીર બોલ્યા: "બાળા, તારી આવી અપૂર્વ ભક્તિની ઉપેક્ષા કરવા માટે મને ક્ષમા કર. તારી આવી દશા જોઇ મારૂં હૃદય દુ:ખી દુ:ખી થઇ જાય છે તું કોણ છે?"

બાળાએ ઉત્તર આપ્યો: "હું ચંપાપુરીના દધિવાહન રાજાની પુત્રી. મારી માતાનું નામ ધારિણી. મારૂં નામ ચંદનબાળા. હું રાજપુત્રી દુર્ભાગ્યવશાત્ આ શ્રેષ્ઠીને ઘેર દાસીપણાને પામી છું."

આ સાંભળી ભગવાન્ મહાવીરના હૃદયમાં દયા અને કુતૂહલ ઉદ્ભવ્યાં, અને તે બાળાને તેમણે પુનઃ પ્રશ્ન કર્યો: "બાળા, તારી આ સ્થિતિ ઉપજવાનું કારણ હું જાણી શકું? તારી તેજસ્વિતા અને સંસ્કારિતા જોઇને મને આટલું કુતૂહલ થાય છે, તો ક્ષમા કરજે."

મંદ મંદ સ્વરે ચંદનબાળા આત્મકથા કહેવા લાગીઃ

"પ્રભો! મારી કથા શું કહું? હું મારા માતપિતાના ઉત્સંગમાં આનંદે રમતી ને માતપિતા મારા સર્વ કોડ પૂરા કરતાં. આ સંસારનાં દુઃખ શું તે હું જાણતી નહોતી. એવામાં ક્રૂર વિધિએ મારા ઉપર કરાલ દષ્ટિ કરી. કૌશાંબી નગરીના શતાનિક રાજાએ અમારી નગરી ઉપર ચઢાઇ કરી. મારા પિતા યુદ્ધમાં મરાયા. શતાનિક રાજાના એક સુભટે મારૂં અને મારી માતાનું હરણ કર્યું. મારી માતા જીભ કચડી મરી ગઇ. પછી મને રૂપવતી જોઇ મારૂં બહુમૂલ્ય લેવાના લોભથી તેણે બજારમાં મારી હરરાજી કરી. ધનાવહ નામના શ્રેષ્ઠીએ મારૂં બહુ મૂલ્ય આપી મને ખરીદી.

"શેઠને મૂલા નામની શેઠાણી હતી. શેઠનું દીલ દયાળું હતું, પણ શેઠાણી ભારે આકરાં હતાં. તેમના હાથ નીચે હું સુખ-દુઃખમાં દિવસ પછી મહિના વીતાડવા લાગી.

"મારી ઉમર વધવા લાગી. મને મોટી થતી જોઇને શેઠ મને પરણાવવાની ચિન્તા કરવા લાગ્યા. એક દિવસ શેઠે શેઠાણીની સલાહ પૂછી. શેઠ બોલ્યાઃ 'જુઓ શેઠાણી, હવે ચંદના મોટી થતી જાય છે. તેને કોઇ સુપાત્ર સાથે પરણાવીને આપણે તેનો ભાર માથેથી ઉતારવો જોઇયે. આપણા દૂરના પિત્રાઇ કલ્પનાચંદના પુત્ર પરમાદર્શ સાથે ચંદનાનો વિવાહ કરીયે તો કેમ?'

"પણ શેઠાણીને આ વાત સાંભળવાની ધીરજ શાની હોય. તે તો તાડૂકી ઉઠ્યાંઃ 'ચંદના કોણ? બજારમાંથી ખરીદેલી એક દાસી; તેને ને આપણે શું સંબંધ? આપણી નાતની નહિ, જાતની નહિ, તેને વળી પરણાવવી અને સુખી કરવી?

તમને વળી આ ઘેલછા ક્યાં લાગી?'

આ પછી શેઠ તુરતમાં જ વિવાહ નક્કી કરવા ગયા. શેઠાણીએ પાછળથી બધો રોષ મારે માથે ઉતાર્યો. તેમણે મને ખૂબ મારી, હજામને બોલાવી મારા વાળ કઢાવી નાંખ્યા, મારા કપાળમાં કાળો ચાંલ્લો કર્યો, મારા શરીરે બેડીઓ પહેરાવી અને એક અંધારા ભોંયરામાં મને હડસેલી દીધી. ભોંયરૂં બંધ કરી ઉપર તાળું દઇ, એક વૃદ્ધા દાસીને ઘર સોંપીને શેઠાણી પોતાને પીયર ચાલ્યાં ગયાં.

"ત્રીજે દિવસે શેઠ પાવાપુરીથી વિવાહનું લગભગ નક્કી કરી ઘેર આવ્યા. બધી વાત જાણીને તેમણે બહુ કલ્પાંત કર્યો ને મને ભોંયરામાંથી કાઢી. મને ત્રણ દિવસની ભૂખીને કંઇક ખાવાનું આપવા શેઠે આખા ઘરમાં તપાસ કરી, પણ શેઠાણી બધું સાફ કરીને ગયાં હતાં. છેવટે દાસી પાસેથી થોડા અડદના બાકળા મળ્યા: તે મને ખાવા આપી મારી બેડી તોડવા માટે લુહારને શોધવા શેઠ હમણાંજ બહાર ગયા છે.

"પણ હું બાકળા કેમ ખાઉં? કોઇ ભિક્ષુ સંન્યાસીને ખવરાવીને ખાવાનો બાળપણથી મારે નિયમ છે, તેથી અહીં કોઇ અતિથિની રાહ જોતી હું બેઠી હતી, એવામાં આપને દૂરથી દીઠા અને મને આનંદ થયો. મારૂં પરમ ભાગ્ય કે આજ આપ મારે આંગણે પધાર્યા. પ્રભો, કૃપા કરી આ બાકળા વ્હોરો અને મને કૃતાર્થ કરો."

પ્રભુએ ભિક્ષાપાત્ર લંબાવ્યું અને તેમાં તે બાળાએ બાકળા નાંખ્યા. પ્રભુએ બાકળા વ્હોર્યા અને તે બાળા કૃતકૃત્ય થઇ. આમ ભગવાન મહાવીરે ત્રણ દિવસોના ઉપવાસનું પારણ-

બાળાના બાકળાથી પારણું કર્યું અને લોકોમાં આનંદ વ્યાપી રહ્યો. સૂર્ય ઘડી સ્થિર થઇ આ મંગળ પ્રસંગ જોઇ રહ્યો અને આકાશમાંથી દેવોએ પુષ્પવૃષ્ટિ કરી. ચંદનબાળાનો અંતરાત્મા પરમ આનન્દ અનુભવવા લાગ્યો અને તેની બેડી કોઇ દિવ્ય ચમત્કારથી તડાતડ તૂટવા લાગી.

ભગવાન્ મહાવીર આ બાળાના પુણ્યાત્માનો પરિચય પામી પ્રસન્ન થયા અને ગંભીર સ્વરે બોલવા લાગ્યાઃ

"પવિત્ર બાળા, તારૂં કલ્યાણ થાઓ! તને ધર્મનો લાભ થાઓ.

" આજ તું જાગૃત થઇ છે, તેથી આજથી તારો ઉદયકાળ શરૂ થયો છે, પરાધીન હોવાનું ભાન થવું એ તેમાંથી છૂટ-વાનું પહેલું પગથીયું છે.

" તું નિત્ય સ્વતંત્ર આત્મા છે; તું કોઇની દાસી નથી, ગુલામ નથી. જેને તું તારા શેઠશેઠાણી ગણે છે તેની સાથે સભ્યતાથી વર્તવું એ તારો ધર્મ છે, પણ તેઓએ તારી સાથે એવા જ સૌજન્યથી વર્તવું એ તેઓનો ધર્મ છે. તારા ધર્મ અને સ્વાતંત્ર્યની આડે તેઓ આવે તો તેઓથી છુટી થવાને પણ તું મુખત્યાર છે. મારો ઉપદેશ સાંભળતાં તું શંકાથી કમ્પે છે કે રખેને એમ વર્તતાં શેઠશેઠાણી તારા ઉપર વધારે જુલમ કરે. પણ જો ધર્મ અને સ્વાતંત્ર્ય ઇષ્ટ હોય તો જુલમ ખમવાને પણ તૈયાર રહેવું જોઇયે.

" અને છેવટે પંચમહાવ્રત રૂપ ધર્મચક્રનું તું શરણ ધર. પંચમહાવ્રત તે અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અસ્તેય અને અ-પરિગ્રહ. આ પંચમહાવ્રત જગતના સર્વ ધર્મોને સંમત છે અને જગદ્વ્યાપી ધર્મનાં મુખ્ય અંગો છે. આ પંચ મહાવ્રત

રૂપ ધર્મચક્રની ઉપેક્ષા કરવાથી લોકોની અત્યંત દુર્દશા થઇ રહી છે અને તેઓના જીવનને દુઃસહ દારિદ્રય ચૂસી રહ્યું છે. દારિદ્રય દૂર કરવા માટે, તારા જેવા અસંખ્ય દાસોનાં દાસત્વ તોડવા માટે, સુખસંતોષનું સામ્રાજ્ય સ્થાપવા માટે ધર્મચક્ર એક જ અદ્વિતીય સાધન છે, માટે તેનું શરણ સ્વીકારી તું આત્મમોક્ષને સાધી લે."

પ્રભુનાં વચનામૃત સાંભળતાં તે બાળાનાં અજ્ઞાન-આવરણો તૂટી ગયાં, તેનામાં શ્રદ્ધા અને જ્ઞાન પ્રગટયાં, આત્મજયોત જાગૃત થઇ, "પ્રભુ પ્રભુ" કરતી ભગવાનૂનાં ચરણમાં ઢળી પડી.

ભગવાન્ મહાવીર તે બાળાના પરમ મહોદયને જોઇને પ્રસન્ન થયા અને મંગળ આશીર્વાદ વરસાવતા, 'ધર્મલાભ'નો જય-ઘોષ કરતા ત્યાંથી તીર્થપ્રવર્તન અર્થે દેશદેશાન્તર વિચરતા હવા.

● ✸ ✸

ધનાવહે પાછા આવી ચંદનબાળાની બદલાયેલી મૂર્તિ જોઇ પરિતાપથી તેનાં અજ્ઞાનપડળ ઉઘડી ગયાં અને તેણે તેને મુક્ત કરી. ચંદનબાળાએ ભગવાન્ મહાવીરની દીક્ષા અંગીકાર કરી. ભગવાને તેને પોતાની પ્રથમ શિષ્યા બનાવી. ચંદનબાળા આ જીવન જગતનું પરમ કલ્યાણ સાધતી કર્મસંચયને વિદારી કેવલ્યપદને પામતી હવી.

નવજીવન.



# 'જન્મભૂમિ' ગ્રંથમાળાના અકસ્માતફંડની યોજના

'જન્મભૂમિ' ગ્રંથમાળાના દરેક ગ્રાહકના લવાજમમાંથી દર વર્ષે એક રૂપીયો 'અકસ્માત ફંડ' ખાતે જમે કરવામાં આવશે. આવી રીતે જમા થયેલી રકમમાંથી તે વર્ષમાં જે ગ્રાહકોનાં મરણ અકસ્માતથી થયાં હશે તેમના વારસોને એક હજાર રૂપીયા સુધી આપવામાં આવશે. એવીજ રીતે જે લાયબ્રેરીઓ 'જન્મભૂમિ ગ્રંથમાળાની ગ્રાહક હશે તેને આગ લાગવાથી નુકશાન થશે તો નુકશાનના પ્રમાણમાં એક હજાર રૂપીયા સુધી 'અકસ્માત' ફંડમાંથી આપવામાં આવશે

**સમજુતી**—ધારો કે માળાના એક હજાર ગ્રાહક છે. અને તે વર્ષમાં અકસ્માતથી બે ગ્રાહકોનાં મરણ થયેલાં છે તો તે બે વચ્ચે હજાર રૂપીયા વ્હેંચી આપવાના એટલે દરેકને પાંચસો રૂપીયા મળે. હવે ધારોકે માળાના બે હજાર ગ્રાહક છે. ને અકસ્માતથી ફક્ત એકજ ગ્રાહકનું મૃત્યું થયું છે, તો તેને એક હજાર રૂપીયા મળશે. ગમે તેટલા ગ્રાહકો હશે પણ એક હજાર રૂપીયાથી વધુ રકમ એકી વખતે એકને આપવામાં આવશે નહિ. વધેલી રકમ રીઝર્વ ફંડમાં જશે. લાયબ્રેરીયોને પણ સામાન્ય ગ્રાહકની માફક આગ લાગવાથી નુકશાન થશે તેના પ્રમાણમાં એક હજાર રૂપીયા સુધી આપવામાં આવશે. પરંતુ નુકશાનીની કીંમતથી વધુ રકમ મળશે નહિ.

**"અકસ્માત" ની વ્યાખ્યા**—અકસ્માતથી મરણ એટલે (unnatural) બીનકુદરતી મરણ–રોગથી કે દરદથી મૃત્યુ થાય તેને

અકસ્માત કહેવાય નહિ. આપઘાત કરે તેને અકસ્માત કહેવાય નહિ રેલ્વેમાં, ટ્રામમાં, મીલોમાં, કારખાનામાં કચરાઈ જવાથી કે કપાઇ જવાથી, આગમાં બળી જવાથી, ડુબી જવાથી, એરોપ્લેન તુટી પડવાથી વિગેરે બીનકુદરતી રીતે મૃત્યુ થાય તેનેજ અકસ્માત કહી શકાય.

ગ્રાહકનું જે વખતે અકસ્માતથી મૃત્યુ થાય તે વખતે તે આ ગ્રન્થમાળાના ગ્રાહક તરીકે ચાલુ હશે અને તેણે તે વર્ષનું લવાજમ ભરેલું હશે તોજ તેને 'અકસ્માત' ફંડનો લાભ મળશે.

અકસ્માતથીજ ગ્રાહકનું મૃત્યુ થયું છે તે માટેની જોઇતી દરેક કાયદેસર સાબીતી તેના વારસે પુરી પાડવી પડશે.

ગ્રાહક તરીકે બંધ પડયા પછી 'અકસ્માત' ફંડ ઉપર ગ્રાહકનો કંઇ હક રહેશે નહિ.

'અકસ્માત' ફંડનો હિસાબ દર વર્ષે માળાના પુસ્તકમાં પ્રગટ કરવામાં આવશે.

ઉપરના નિયમોમાં તેના મુળ ઉદ્દેશને અનુસરી કંઇપણ ફેરફાર કે સુધારો વધારો કરવાનો અધિકાર આ માળાના પ્રકાશકને રહેશે, પરંતુ તેમ કરતા પૂર્વે આ માળાના એકાદા પુસ્તક દ્વારા ગ્રાહકોને તેની અગાઉથી ખબર આપવામાં આવશે.

આવી યોજના જો કે હિન્દુસ્થાનમાં નવી છે પરંતુ યુરોપ, અમેરીકામાં તો તે ધમધોકાર ચાલે છે. જીવન ક્ષણભંગુર છે, જીવનમાં ક્ષણેક્ષણે અકસ્માત થવાનો સંભવ છે માટે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોંઢું ધોવા ન જતાં આજેજ એક કાર્ડ લખી ગ્રાહક તરીકે નામ નોંધાવો.

પ્રકાશક—'જન્મભૂમિ' ગ્રંથમાળા—નડીઆદ.

# શ્રી નગદ નારાયણ ઔષધાલય

વૈદ અને દાકતરોથી કંટાળેલાઓએ તો જરૂર એક વખત મુલાકાત લેવા ચુકવું નહી. ગરીબો માટે અરધી ફી નીરાધારોને મફત. મળવાનો ટાઇમ સવારના ૭ થી ૧૧ સુધી. આજ ફાયદો. પછે તો કાલે આવ. સેમ્પલ માટે ત્રણ આનાની ટીકીટ બીડો અને અનુભવ લ્યો કે પ્રદર ધાતજવી અને પ્રમેહ કેવા મટે છે.

## નગદ જીવન.

આ જીવન નેપાલ ટીબેટના બરફથી ઢંકાયલા શીખરોની ગુફાઓમાં દયાળુ લામા બાવાઓની બતાવેલી જડીબુટીઓનુંજ બનાવેલું છે. આ જીવન જુદી તરકીબથીજ બને છે અને તે ચુર્ણના આકારમા છે બાળક, જુવાન, વૃદ્ધ, સ્ત્રી પુરૂષ સર્વ કોઇ બારે મહીના સેવન કરી શકે છે શરીરના દરેક સાંધામાં અને નસેનસમાં ફક્ત એકજ પડીકી ચમત્કાર બતાવે છે અને મગજના અને પેશાબની દરેક નસોના રોગને શાન્ત પાડી વીર્યની વૃદ્ધિ કરી ઘડપણને અટકાવી આયુષ્ય વધારે છે. મગજની વ્યાધી તોડી મગજને ઠંડું રાખી નેત્રોનું તેજ યાદશક્તિ વધારવામાં તો આ જીવનનો નંબર પહેલો છે. જુવાનીમાં સ્ત્રીના વીયોગે કરી કુટેવથી નસો ઢીલી પડી ગઇ હોય છે તેને અને મુખ [ ચહેરા ] ઉપર ફોલ્લીયા, લાલ પીળાં ચાંદાં, કાળા લીટા ( મુખછાયા ) તેમજ ખીલના ખાડા વીગેરે એકજ મહીનામાં મટાડે છે. બરોબર સેવન કરવાથી માથાના વાળ કાળા, ઝીણા, ચળકતા અને લીસા થાય છે. આ જીવન લીધા

વાંચો નાટકવાળાઓ અને મોટા વેપારીઓ બારે માસ સેવન કરે
છે પરેજ પથ્ય કે ભોજન સ્ત્રી સંગ માટે ઇચ્છા મુજબ ચાલવાની
છૂટ છે. ચાલુ ગ્રાહકોને વીનંતી કે જીવનને માટે કે કોઇ પણ
દવાને માટે સરટીફીકેટો મોકલવાં નહી. કારણ માલ ખપાવવા માટે
નહી પણ દેશની ઉન્નતી માટેજ આ ઓફીસ ખોલી ગઇ છે. અને
ઓષધ સાચું તેજ સરટીફીકેટ છે. અને રોગીનો આશીરવાદ તેજ
ઓષધની કીંમત ( ૫૦ ) છે. એમ સમજી કાગળનો ભાર નથી
સાચવતા માત્ર ત્રણ મહીનાના બાળકને એની માના ધાવણમાં
એક રતી બાર મહીના સુધી ૧ વર્ષથી ૫દર વર્ષ સુધી વાલથી
બેઆની ભાર સુધી ચડવું. મોટા પુરૂષો સ્ત્રીયોએ ચાર આની ભારથી
અડધો તોલો સાંજ સવાર લેવું તો કોઇ જાતનો રોગ થતો નથી
તબીયત આનંદમય રહે છે. અને દસ્ત સાફ લાવે છે. તબીયતનો
વીચાર કરી દીવસમાં બે વાર પણ લઇ શકાય છે. અનુપાન રોજ
સેવન કરેનારે એક તોલો ઘી અડધો તોલો જીવન રાતે સુતી વખતે
લેવું ઉપર દુધ પીવું. તો તમામ રોગ મટે છે. કિમત એક રતલના
રૂપીઆ પાંચ પા રતલનો રૂપીયો દોઢ. ટપાલ ખર્ચ જુદું.

## કવાલી.

જીવનથી તો જીવન વધતું, સુખી જીવનથી જીન્દગાની;
જીવન ખાજો જરૂર બધુ, કહું : માફ ખરૂં માની. ૧

સુખની અંગ આતસને, સુખદ શાન્તિ સમર્પે છે;
જીગરના જખમને ટાળી, જીવન આરોગ્ય અર્પે છે. ૨

મહા એક યોગી મહાત્માની, જરૂર એ છે જડી બુટી;
દુવા સાથે દવા મળતા, કસોટીને ભલે બુંટી. ૩

વળી ચીજો ચમત્કારી, સર્વે મધ સરખે દીસ્સે છે;
અનુભવ લેઇ અંતરથી, ખરીદનારા ખરૂં કહે છે. ૪

લી. અંબાલાલ પ્રહલાદજી.



---

# સર્વે પ્રકારનું ઊંચ સાહિત્યજ મળશે.

**'કોનો વાંક'** :–પુસ્તકના રૂપમાં પ્રથમવારજ બહાર પડેલું. કરૂણા રસથી ભરપુર એક બાલ વય્સ્ક વિધવાનું આત્મનિવેદન લેખક શ્રી. મુનશી એડવોકેટ. કીં રૂ. ૩).

**પૃથિવીવલ્લભઃ**–પ્રથમ આવૃતિ ખલાસ થવાથી દ્વિતીય આવૃતિ બહાર પડી છે. લેખક શ્રી. મુનશી. કીંમત રૂ. ૧॥.

**ગુજરાતનો નાથઃ**–એક મહિનામાં તૃતીય આવૃતિ સુધારાવધારા સાથે બહાર પડશે. લેખક શ્રી. મુનશી. કી. રૂ. ૪॥.

**પુરંદર પરાજય અને અવિભક્ત આત્માઃ**– વેદ કાલનાં બે અતિ લોકપ્રિય અપૂર્વ નાટકો. આર્ટ પેપર ઉપર ચાર સુંદર અને મોહક ચિત્રો સાથે. લેખક શ્રી. મુનશી. કીં રૂ. ૦॥.

ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિઃ–સાહિત્ય સંસદના પ્રથમ વાર્ષિક ઉત્સવ વખતે શ્રી. મુનશીએ આપેલું ભાષણ. કીં માત્ર રૂ. ૦।.

સ્વ. રણજીતરામના નિબંધોઃ–ગંભીર અને વિચારમય લેખોનો સંગ્રહ વિવેચનાત્મક અને વિચારશીલ નિબંધોનું આ પુસ્તક પ્રત્યેક શાળામા પાઠ્યપુસ્તક કરવા લાયક છે કીં રૂ. ૧॥.

જન્મભૂમિ ગ્રન્થમાળાના પુસ્તકો અમારે ત્યાંથી પણ મળશે.

**ઉપલાં સર્વ પુસ્તકોના સોલ એજન્ટ,**

**આર. વનમાળીદાસ.**

**૩૯૭ કાલબાદેવી મુંબઇ–૨**

# બાદશાહી ઓઈન્ટમેન્ટ.

(દાદરનો રામબાણ મલમ.)

ફક્ત ત્રણ વખત લગાવવાથી જરાપણ અગન બળ્યા વગર ગમે તેવી દાદર સાફ થાયછે અને ફરી તે જગોએ પાછી થવા પામતી નથી. એજ આ દવાની જામીનગીરીછે. હજારો માણસોએ વાપરી ખાત્રી કરેલછે હમો હિંમતથી કહીએછીએ કે ફક્ત એકજ વખત આ મલમ વાપરવાથી જીંદગી સુધી દાદર થવા પામતીનથી.

કિંમત ડબી એકના આના ચાર. } પોસ્ટેજ અલગ.
ડઝન ડબીના રૂ. ૨-૮-૦

---

# બાદશાહી એગ્યુમીક્ષ્ચર

આ મીક્ષ્ચરના ફક્ત ત્રણ ભાગ આપવાથી ટાઢીયો, આંતરીઆ, મલેરીયા અને ખરાબ રૂતુમાં ફાટી નીકળતા તમામ જાતના ઝેરી તાવનો તુરતજ નાશ કરે છે.

કિંમત બાટલી એકના રૂ ૧) } પોસ્ટેજ જુદું.
કિંમત બાટલી ત્રણના રૂ ૨।

**વેપારીને સારૂં કમીશન આપશું.**

લખો;-

**સી. સી. મહાજન એન્ડ કું.**
**શેખમેમણ સ્ટ્રીટ, મુંબઈ-૨**

# ઘણા દિવસથી ઘર કરી બેઠેલ.

દરદની અટકાયત. જઠરાગ્નિ મંદતા, સ્વપ્નદોષ, લોહીનો બગાડ, અશક્તિને લીધે લાગી જતો થાક, છાતીની નબળાઇ, હાથ પગની કળતર અને માથાનો દુખાવો વગેરે દરદો–

## થોડા દિવસ પણ ચાલુ રાખેલ

**આંતકનિગ્રહ ગોળીઓથી નાબુદ થાય છે,** લગભગ અરધી સદી થયા જેની ફતેહ વધતીજ રહી છે અને દરદીઓના ચાલુ આશીર્વાદો જેની પ્રખ્યાતીને દુનીયામાં વધારે વધારે ફેલાવતા જાય છે તે આંતકનિગ્રહ ગોળીઓ નાદુરસ્તીની જગાએ તંદુરસ્તીને, નબળાઇની જગાએ બળવાનપણાને ચિંતાને ઠેકાણે સંતોષને અને કઇપણ કામ કરવાના અણગમાને ઠેકાણે અખુટ ઉત્સાહને લાવી મુકે છે.

કિંમત ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂ ૧.

**વિશેષ હકીકતથી વાકેફ થવા માટે પ્રાઇસ લીસ્ટ મંગાવો અને વાંચો.**

**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવીંદજી.**

**આંતકનિગ્રહ ઔષધાલય**

**જામનગર, કાઠીયાવાડ.**

# ઠંડા ખરા પેબલના ચસ્મા.

અમારે ત્યાં હેલ્લી અમેરિકન રીત મુજબ સાયન્ટીફીક રીતે તમારી આંખો મફત તપાસી મનપસંદ સુંદર ફ્રેમાનમાં ઉંચામાં ઉંચી જાતનાં પેબલ ( પત્થર ) ના ચસ્મા વ્યાજબી કીંમતે બનાવી આપવામાં આવેછે. તેમજ દરેક જાતનાં કમ્પાઉંડ, સીલીન્ડર, ટોરીક, ક્રુકસ, ક્રીપટોકસ, બાઇફોકલ રીમલેસ, ફીટસ-યુ, વીગેરે સસ્તા ભાવે ઘણીજ ઝડપથી બનાવી આપવામા આવેછે.

જોવાથી કે વાંચવાથી જો તમારી આંખ ખેંચાતી હોય ઝાંખ જણાતી હોય અગર આંખમાં કોઈ પણ રોગ હોય તો બીન અનુભવી માણસો પાસે જતાં પહેલાં અમારી મુલાકાત લેશો કે જેથી તમોને સાચી સલાહ મફત આપવામાં આવશે

જો તડકાથી અગર ધુળથી તમારી આંખનું રક્ષણ કરવુ હોય તો સ્મોક કલરના વીલસન ગોગલ વાપરવા અમારી ખાસ ભલામણ છે. વીલસન ગોગલ તથા દરેક જાતનાં ઠંડા ચસ્મા અમારે ત્યાં એકદમ સસ્તા મળશે.

પથ્થરની નકલી આંખો ઘણીજ ઝડપથી બેસાડી આપવામાં આવેછે.

આંખનાં દરેક જાતનાં ગંભીર દર્દો માટે અમારે ત્યાં અકસીર દવા મળશે. કીં. ૦-૧૨-૦ અને કીં. ૧-૦-૦ ટપાલખર્ચ જુદુ.

ચસ્માને લગતુ દરેક જાતનુ રીપેરીંગ કામ કરી આપવામાં આવશે.

**દોશી બ્રધર્સ (ચસ્માવાળા)**

**રીચીરોડ નં. ૩૨૧૩ પાડાપોળના નાકે અમદાવાદ**

